અસલ મ્હોટી.

# સદેવંત સાવળીંગા

## ની આઠ ભવની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

૩૮૬૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી    પ્રત ૭૦૦

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઈ
દલપતરામે પોતાના " અભ્યુદય " પ્રેસમાં છાપી.

સંવત ૧૯૮૦.    સને ૧૯૨૪

કીમત રૂ ૦-૮-૦

# સદેવંત સાવળીંગાની વાર્તા.

॥ શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી શારદાએ નમઃ ॥ શ્રી ગુરૂભ્યો નમઃ

**દોહરો**—સમરૂ દેવી શારદાને, વળી ગણપત લાગુ પાય; અવી-ચળ વાણી આપજોરે, મારી જીભલડીએ જશ થાય. ૧ ગુરૂ નામમેં ગોવીંદ મીલે, ગુરૂ ચરણકી આશ; ગુરૂ નામકો સ્મરણ કરૂ, હોવે રોગકો નાશ. ૨ ગુરૂ નામસે ગોવીંદ મીલે, હોવ કારજ સીધ; ગુરૂ નામકો સ્મરણ કરૂ, મળે સીધ નવનીધ. ૩ ગુરૂ નામસે ગોવીંદ મીલે, ભુલે કરમ સંજોગ; ગુરૂ નામકો સમરણ કરૂ, મળે સુંદર સુખ ભોગ. ૪ ગુરૂ નામસે ગોવિંદ મીલે, મીલે વૈકુંઠકો ધામ; ગુરૂ નામકો સમરણ કરૂ હોવે મહાબળ કામ. ૫

**દોહરો**—એક સમે શીવ પારવતી, કઈલાસ વનમાં જાય અ-સંખ્ય જુગતી જોઇ વાડીઓ વળી [illegible] તેની જોને માંય. ૬

એક દીવસને સમે મહાદેવ અને પારવતી કૈલાસને વિશે બેઠાં છે તે સમે પારવતીએ શીવને કહ્યું કે હે ભોળાનાથ તમે મને પુર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષીણ ભણીના સર્વ દેશો ને તમામ વનની પ્રદક્ષીણા કરાવી છે. પણ આ ઇશાન ખુણાના પર્વત તથા વન જે ધોળાગર કહેવાય છે, તે નથી દેખાડયાં માટે તે મને દેખાડો ને તે જોવાની મારી ઘણી ઇચ્છા છે તે સાંભળી શીવ કહે છે હે પારવતી એ વનમાં શું જોવું છે વનમાં તો પાણીને પાશાણ વિના બીજુ કાંઇ નથી, માટે હું તો તપ મુકીને નહી આવું પારવતીએ કહ્યું જો તમે ના કહેશો તો હું અલોપ થઇ જઇશ ત્યારે શીવે કહ્યું જો તું વનમાં આવીને ત્યાં

નાના પ્રકારનાં ઝાડ, ફુલ, ને જનાવરમાં ચમત્કાર જોઇ હઠ કરીશ તો ? પારવતીએ કહ્યું કે મહારાજ વગડામાં તે શું જોઇ હઠ કરીશ. માટે ચાલો મારે તો કાંઇ હઠ કરવી નથી એમ કહી મહાદેવ અને પારવતી એ વન વિશે ચાલ્યાં જાય છે જ્યાં મધ્ય ભાગે ગયાં અટલે નાના પ્રકારની ફુલની વાડીઓ ને પરથમથી ઝરણુ પ્રવાહ ખળખળ વહે જાય છે અનેક પ્રકારનાં પક્ષીઓ ઝીણે સ્વરે ગાયન કરે છે અને ત્યાં સુગંધીદાર જે પવન તે પણ મંદમંદ વાય છે તેવું રમણીક વન જોઇ પારવતી અંતર વિષે આનંદ પામી શીવને કહે છે કે, મહારાજ આ જગા ઘણી અલૌકીક દેખાય છે, પણ જ્યાંથી આ પવન ઘણો ઠડો આવે છે ત્યાં પાણી હશે ખરૂં નહી તો આવી ઠંડી લેહેર આવે નહી તે સાંભળી શીવ કહે છે કે અહીં અસંખ્ય જુગની નાળીએરી વાવ છે ને તે વાવ્યને ત્રણસેં ને સાઠ તો પગથીઆં છે એવી મહા મોટી વાવ્ય છે, તેનું પાણી કોઇ ગંગાના નિર્મળ નીર જેવું છે ત્યારે પારવતી કહે કે મહારાજ મને તે વાવ્ય દેખાડો કે તેની માંહે ઠંડકમાં આપણે જઇ બે ઘડી બેસીએ તે સાંભળી મહાદેવ પારવતીને લઈ ને વાવ્ય ભણી ચાલ્યા. અને વાવ્ય આવી એટલે કહે છે કે જે વાવ્ય આવી તે વાવ્ય જોઇ પારવતી ઘણી ખુશી થઇ તે વાવ્યમાં જઇ બેઠાં અને શીવને કહે છે, કે હે મહારાજ આ વાવ્યમાં જઇને તેમાંથી પાણી ભરી લાવી મને પાઓ ત્યારે શીવે કહ્યું કે, હે પારવતી આપણે જળપાત્ર આસન ઉપર ભુલીને આવ્યાં છીએ, માટે તને પાણી શેમાં લાવીને આપું ? પારવતી કહે, ગમે તમે કરી મને પાણી લાવી આપો પછી શીવે ત્યાં સાગનાં વૃક્ષનાં પત્ર લઇ તેનો પડીઓ કરીને વાવ્યમાં પાણી ભરવા ગયા, ને ભરી લાવી પારવતીના હાથમાં આપ્યું.

દોહરો—પાત્ર અડધ ભરી લાવીઆને, વળી આપ્યું પારવતીને

હાથ; પોતે દુવે જેમ પુમડેરે, તેતા ભોળા રે શંભુનાથ. જેમ માતા પોતાના બાળકને તરસ્યું જાણી પુરા પ્રેમથી પુમડે પાણી દુવે તેવીજ રીતે મહાદેવે ઘણા હેતથી પારવતીને તે પડીઓ આપ્યો પાણીનો પડીઓ હાથમાં લઇ જેવું પારવતી પીવા જાય છે તેટલામાં ઉંચેથી તે પાણીમાં જનાવરનું પ્રતીબીંબ પડયું તેથી પાણી પીવું બંધ રાખી પારવતી ઉંચે વૃક્ષ ઉપર જનાવરને જુવે છે, એટલે શીવે કહ્યું કે હે પારવતી ! તું જળ પીતી નથી ને જગામાં એવું શું દીઠું કે તું ઉંચું જોઈ રહી છે ? માટે નીચું જોઇ ઝટ પાણી પી લે, એટલે આપણે આસન ઉપર જઇએ તે સાંભળી પારવતી કહે છે મહારાજ, આ જનાવર કેવાં શાંત થઇને બેઠાં છે શીવ કહે એવાં જનાવર તેં નથી જોયાં શું ? એવાં તો વાંદરાં ઘણાં ફરે છે. પારવતી કહે મહારાજ. વાંદરાંનાં ટોળે ટોળાં ફરે છે પણ આવાં શાંત થઇને બે જણાં બેઠાં છે તેથી મને લાગે છે કે એ કોઇ ઘણાં સમજુ છે ને તે હાલ શોચનામાં ઉદાસ થઇ બેઠેલાં દેખાય છે તેનું કારણ શું હશે તે મને કહો. ત્યારે મહાદેવ કહે છે કે હે સ્ત્રી, જો હું તને એની બધી યથાસ્થીત કહું તો છ માસ વીતી જાય ને આપણે તો આસન ઉપર જવું માટે વાર થાય છે તેથી તું ઝટ કર એટલે આપણે જઇએ તે સાંભળી પારવતીને ક્રોધ ચડયો એટલે પાત્ર હતું તે ફેંકી દઇ માંખનું સ્વરૂપ લઇને પોતે શીવની જટામાં ભરાઇ ગયાં શીવે પારવતીને અલોપ થએલાં જોઇને પોતે ગાંડાતુર જેવા થઇને પોતાની ચોરાશી જોજનની જટા ફેલાવી એક ભુવાની માફક ધુણવા લાગ્યા, ને પારવતીને ખોળવા મચ્યા, જેમ જેમ પારવતી નથી દેખાતાં, તેમ તેમ વધારે ભમતા ફરે છે.

દોહરો—પાત્ર અડધ ભરી ફેંકીયુંને વળી વળખા મારેરે જુગદીશ; પારવતીને કારણેરે, કંઇ ભોળો ધુણાવે શીશ. ૮ પછી ભેવટ

હારીને પારવતીને કાલાવાલા કરવા લાગ્યા કે હવે તું જે કહીશ તે બધું કરીશ અને તારાથી હું થાકયો માટે તું મને તારૂ સ્વરૂપ બતાવ એ સાંભળી પારવતી મહાદેવની જટામાંથી નીકળી પાછું પોતાનું સ્વરૂપ લઇ આવી સામાં ઉભાં રહ્યાં (શકિતનું પરીબળ એટલું બતાવે કે, જ્યારે સંતાઈ જાય ત્યારે શીવથી પણ જડે નહી) એટલે શીવે કહ્યું કે તું કયાં ગઇ હતી આજે હું તને ખોળી ખોળીને થાકયો ત્યારે પારવતી કહે, હુંતો તમારી પાસેને પાસેજ હતી પણ હવે મને એની વાત કહો શીવ કહે આવી રીતે એના તો છ અવતાર થયા છે. ને હવે સાતમો અવતાર થવાનો છે. પારવતી કહે મને તેના સાતે અવતાર કહો, પછી શીવ સાત અવતાર કહી બતાવે છે.

**દોહરો:**—કહે ઇશ્વર સુણ પારવતીને, હું અવતારનો સાર; પ્રથમ વિપ્રને બ્રાહ્મણી ને બીજે હરણો હરણી અવતાર. ॥ ૯ ॥

**ચોપાઈ:**—ત્રીજે થયો અવતાર, ત્રીજે ચકવે ચકવી જાણવી મોર સુડો ને કપીલ, હવે થાશે માનવી ॥ ૧૦ ॥

**દોહરો:**—છરે અવતાર એમના વિજોગે ગયા, અને હવે સંજોગનું છે કામ; કહે ઇશ્વર સુણ પારવતીને, એમનું અમર રહેશે જોને નામ. ॥ ૧૧ ॥

એવી રીતે સદાશીવ પારવતીને અવતાર ગણાવીને કહે છે. હવે ચાલો આપણે આસન ઉપર જઇએ. ત્યારે પારવતી કહે છે કે, મહરાજ આ તમે તો એનાં છ અવતારનાં નામ કહી બતાવ્યાં પણ તેના અવતાર શી રીતે થયા તે વળી તમે કહોછો કે એમના છ અવતાર વિયોગે ગયાછે તે શાથી વિયોગે ગયા. હવે તે વાત બધી કહી બતાવો; નહીતો પછી સંતાઇ જઇશ, શીવ કહે તું સંતાઈ જઇશ નહી, એક વખત સંતાઇ ને તો આખા વનમાં ધુણી મૂઓ, ને પાછો કયાં ધુણતો ફરૂં, માટે તને તેડી લાવ્યોછું તેટલા માટે તું કહીશ તેટલું કરીશ, એમ કહી

શીવ સાતે અવતારની વાત કહી બતાવે છે, ને પારવતી સાંભળે છે શીવકહે એ પ્રથમ બ્રાહ્મણ થયો, ને શરમા જોશીની દીકરી સાથે સગાઇ કરી ને જ્યારે તે બ્રાહ્મણ સાત વરસનો થયો, એટલે કાશીએ ભણવા ગયો. ત્યાં ભણી મહા વિદ્વાન થઇ દ્રવ્ય કમાઇ પાછો પોતાના ઘર ભણી આવવાને ત્યાંથી નીકળ્યો આવતાં આવતાં તેના સસરાના ગામ ઉપર આવ્યો ત્યાં તેની સગાઇ કરેલી કન્યા છે તે ગામથી અર્ધ ગાઉ વગડામાં વડના વક્ષ નીચે છાણાં થાપે છે ને પોતાને પીવા સારૂ તુંબડીમાં પાણી ભરી લાવી છે ને પીતાં પીતાં પાશેર પાણી તુંબડીમાં બાકી રહ્યું છે એટલામાં પેલો બ્રાહ્મણ ત્યાં આવી ગોવાળીઆને પુછેછે, કે અહીં ક્યાય પાણી મળશે? ત્યારે ગોવાળીઆએ કહ્યું કે અહીંથી અર્ધ ગાઉ ઉપર ગામ છે ત્યાં તમને પાણી મળશે. નહિ તો પેલા વૃક્ષ નીચે શરમા જોશીની દીકરી છાણાં થાપે છે, તે પીવાનું પાણી લાવી હોય ને તેની પાસે પીતાં બાકી રહ્યું હોય તો જુવો. બ્રાહ્મણ તે સાંભળી મનમાં વીચાર કરવા લાગ્યો કે એતો મારો સસરો થાય છે, ને તે પણ મારી સ્ત્રી હશે તેથી જો હું તેને ઓળખાણ આપીશ તો શરમાઇ જશે ને પછી મારી સાથે વાતચીત કરશે નહી, માટે અજાણો થઇ પાણી માગુ એમ ધારી પોતે તે સ્ત્રીની પાસે આવી ઉભો. તે સ્ત્રીનું રૂપ જોઇને મહા મોહિત થયો, ને સ્ત્રી પણ તેનું રૂપ જોઇ મોહીત થઇ. પછી બ્રાહ્મણે તેને કહ્યું કે હે સ્ત્રી જો તારી પાસે પાણી હોય તો મને પા, ત્યારે સ્ત્રી કહે કે મહારાજ પાણી હતું પણ મેં પીધું તેથી થોડું રહ્યું છે અને મને પણ તરસ લાગી છે, ને તમને તેથી તમેજ પીઓ એમ અરસપરસ વાત કરતાં તે બંન્નેનાં મન મોહીત થઇ ગયાં છે, ને કાઇથી એ પાણી પીવાતું નથી ને બંને જણ એકએકના ગળામાં હાથ નાંખી એક વૃક્ષની નીચે બેઠાં એટલામાં પાણી પીધા વીના બંનેના પ્રાણ નીકળી ગયા એવામાં હીરાસેન નામનો રાજા પોતાના મનોરંજન નામના પ્રધાનને લઇ મૃગયા

રમવા નીકળ્યો છે તેમને પાણીની તરશ લાગી છે તે જળ ખોળતા ખોળતા તે જ વડના વૃક્ષ નીચે આવ્યા ને પેલાં બંને જણુને જ્યાં અરસપરસ ગળામાં હાથ નાંખી રાજાએ બેઠેલાં જોઇ પ્રધાનને કહ્યું કે હે પ્રધાન આ બંને જણુ કેવાં નીર્લજ છે કે આપણી જરા પણુ શરમ રાખતાં નથી પ્રધાને કહ્યું કે મહારાજ શરમ તે જીવતાને કે મરેલાને એતો બંને મરી ગયાં છે. તે સાંભળી રાજા પ્રધાનને કહે કે તું મહા ચતુર છે તો મને કહે કે એમના પ્રાણુ શી રીતે ગયા હશે.

દોહરો—સાંભળ મારા મનરંજનરે, વળી તું છે ચતુર સુજાણુ; અહીંયાં પડયાં બે માનવીરે, એમના કેવી રીતે ગયા પ્રાણુ. ૧૦

ત્યારે પ્રધાને તેઓના પાસે પાણીની તુંબડી પડેલી જોઇ તે ઉપરથી અટકળ બાંધી રાજાને કહે છે.

દોહરો—નીર થોડાં ને રાજા હેત ઘણાં ને વળી પ્રીતોનાં વાગ્યાં જોને બાણુ; તું પીરે તું પી કરતાંરે રાજા એઉના ઉડી ગયા પ્રાણુ. ૧૩

હે રાજા પાણી વગર એમના જીવ ગયાછે રાજા તે સાંભળી ઘણો ખુશી થઇ પ્રધાનને સાબાશી આપી અને બંને ગામ ભણી ચાલ્યા પછી એવે સમે મહોદેવ અને પારવતી ત્યાં આવી ચડયાં એવી વાત મહાદેવ પારવતીને કહે છે એટલામાં પારવતી બોલ્યાં કે મહારાજ આપણે ક્યારે ગયાં હતાં ? મને તો કાંઇ ખબર નથી. મહાદેવ કહે તને શી ખબર હોય, તારા તો કેટલાક અવતાર તો થઇ ગયા છે ને ન માનતી હોય તો જો આ મારી કોટમાં રૂંડમાળા છે એમાં જેટલાં મસ્તક છે એટલા તારા અવતાર થયા. પાર્વતી કહે ઠીક, પણુ શું થયું ? મહાદેવ કહે તે દહાડે પણુ તેં તેમને જોઇ એવી હઠ કરી કે મહારાજ આને તમે સંજીવન કરો. ત્યારે મેં તને કહ્યું કે તું સજીવન કરાવે છે પણુ તે જ આપણુને પાછા નડશે ત્યારે તેં કહ્યું કે મહારાજ

જેને આપણે ગુણ કરીયે તે માણસ આપણે। અવગુણ કરે નહી માટે સજીવન કરો. પછી મેં જટામાંથી ચંદ્ર હતો તેમાંથી અમૃતનું બુંદ લઇ છાંટયું એટલે સજીવન થયાં, ને જે તુંબડી ખાલી હતી તે અખંડ જળથી ભરાઇ ગઈ એટલે આપણે અલોપ થઇ ગયાં પછી તે બંને જણે એક એક પ્યાલો પાણી પીધું. પછી ઘણી માયા થઇ એટલે તેમને વિષય થયો તેથી બ્રાહ્મણે તે સ્ત્રીને કહ્યું કે જો આપણે અહીં જંગલમાં રહીએ અને અંધારૂં થાય તો જનાવર આવી મારી નાંખે, માટે કંઇ ઓઠે જઇએ એમ ધારી ગામની ભાગોળે શીવનું દેહેરૂં હતું તેમાં બંને પેઠાં ત્યાં પુજારી પુજા કરી સાંજરે ઘેર ગયો એટલે દેહેરામાં કોઇની વસ્તી રહી નહી, પણ દેરૂં સાંકડુંને વચ્ચે મારી મુર્તિ તેથી તેઓને બેસવાની પણ પુરી જગ્યા નહોતી તો સુઈ શી રીતે રહે પછી શીવલીંગ વચ્ચે હતું તે કામીએ અંધ થઇ ઉખેડી નાંખવા ધાર્યું.

છપ્પો—કામીને નવ રહે ભાન, કે હું પાપ કરૂં છું; કામીને નવ રહે ભાન, જે હું વણ મોતે મરૂં છું; કામીનું સરે જો કામ, તો પાપને પુન્યજ બુજે; કામીને વાપે કામ તો, દીવસની રાતજ સુજે. તેમ કામી કામે અંધ થઇ, ન મુકે ઘરની કે પારકી, મેતી કહે કામને વશ થયો પછી ન જુવે માત બેન કે બાળકી. ॥ ૧૪ ॥

તેવીજ રીતે બ્રાહ્મણે કામને વશ થઈ શિવલીંગને હાથેવતી ઉખેડી ફેંકી દીધું પછી શીવે પારવતીને કહ્યું જો તું કહેતી હતી કે તે આપણુને નહી નડે પણ નડયા ખરા, અને એમણે તો મારી મુર્તી ઉખેડી ફેંકી દીધી, ત્યારે પારવતીને રીસ ચડી તેથી કહે કે તમે તમારૂ રૂપ બદલી ધમકાવો પછી મહાદેવે જોગીનો વેશ લીધો ને ઝોળી ઝંડો લઇ દેહેરામાં આવી તેઓને વિષયની તૈયારી હતી તેવામાં જઇ કહે છે કે અરે હરામખોરો તમે દેરામાંથી નીકળો નહી તો શ્રાપ દઇશ તે સાંભળી

પેલા કહે છે કે અલ્યા લંગોટા તારૂ અહી શું થાકે છે? તારે સારૂ આ જગ્યા બાંધીને સજ કરી રાખી હશે. એવી રીતે કામમાં આંધળાં થઇ બંને જણાં શીવને મારવા મંડયાં એટલે શીવને મહા ક્રોધ ચડયો અને શ્રાપ દીધો કે તમારા સાત અવતાર વીયોગે જશે અને વીયોગની વાત સાંભળતાંજ બંને જણાં ગાંડાતુર જેવાં થઇ ગયાં, તે ત્યાંથી નાઠાં તે વનમાં ગયાં ને જતાં નદી તીરે એક ગામ આવ્યું એટલે બંને જણુ નદી તીરે બેઠાં ને કહે છે કે હવે આપણે કાશીએ જઇ કરવત મુકાવીએ તો આપણો શ્રાપ નીવારણ થાય એવો વીચાર કરે છે એટલે પ્રભાતનો પહોર થયો પછી પેલી સ્ત્રી કહે છે કે મહરાજ તમે ગામમાં જઇ કંઇ લાવો તો ખાઇએ, પછી બ્રાહ્મણ ધસ્યો ધસ્યો ગામમાં ગયો ને સ્ત્રી નદીને તીરે બેઠી છે તેવામાં ત્યાં તે જ ગામનો રાજા તેમને વૃક્ષ નીચે મુવેલાં હતાં તેજ હીરાસેન ને તેમનો પ્રધાન મનરંજન બંને જણુ શીકાર રમવા નીકળ્યા છે તેવામાં પેલી સ્ત્રીને નદીને તીરે જોઇ અને તેને દેખી રાજા ઘણો મોહીત થઇ ગયો અને પાસે જઇ સ્ત્રીને કહે છે કે તમે અમારા રાજ્ય દરબારને યોગ્ય છો તમે મારે ઘેર ચાલો જો તમે આવશો તો સારૂ નહી, તો જોર જુલમથી પકડી જઇશ. સ્ત્રીએ વીચાર કર્યો કે જો હું નહીં જાઉં તો જોરાવરથી લઇ જશે, તો મારી મેળેજ જાઉંની. પછી રાજાને કહે મહારાજ મારે છ માસનું વરત છે. માટે છ માસ પછી તમને વરીશ. રાજાએ કહ્યું સારૂ પછી રાજા પોતે રાણીને લઇ નોખા મહેલમાં રાખીને પોતે શીકાર રમવા ગયા એટલે પેલો બ્રાહ્મણ સીધું લઇ નદીએ આવી જુવે તો સ્ત્રીને દીઠી નહી તેથી શોકવાન થઈ ત્યાં ઘોડાનાં તથા માણસનાં પગલાં જોઇ તે પગલે રાજદરબારમાં ગયો તો તે રાણી પોતે ઝરૂખામાં બેઠી છે તે જોઇ બ્રાહ્મણ સ્ત્રીને કહે છે.

**દોહરો:**—શેણે વસ્યાં દલ ડુંગરેને, વળી અમે નદીઓને તીર હવે રે બળવું કઠણ થયું ભુંડી પાછમે-પડયો જંજીર. ૧૫

તે સાંભળી સ્ત્રી બહુ આદરથી કહે છે.

દોહરો:—પ્રીતમ પ્રીત લગાડીને, ઓ વાલા દુર દેશે મત જાવ,
રહો અમારા નગરમાંને, વળી અમે આપીએ તે તમે ખાવ. ૧૬

હે પ્રાણુનાથ તમે મને મુકી હવે કંઇ જશો નહી હું તમને સીધુ પોહોંચાડીશ. તે તમે ખાઇ મહાદેવની પુજા કરજો. પછી રહેતાં રહેતાં લાગ આવેથી આપણે નાસી જઇશું એમ કહી બ્રાહ્મણને ત્યાં રાખ્યો છે હવે બ્રાહ્મણ ત્યાં શીવની પુજા કરે છે ને તેના મેળાપને સારૂ રોજ આશીરવાદને બહાને મેહેલ નીચે જાય છે એક દીવસ રાજાએ બ્રાહ્મણ ને જોઇ રાણીને પુછયું કે પેલો બ્રાહ્મણ કેમ ફેરા ખાય છે, ત્યારે સ્ત્રીએ કહ્યું કે મહારાજ તે આપણે અહીંથી સીધુ લઇ જાય છે માટે આશીરવાદ દેવા આવે છે પછી રાજા એક દીવસ વાઘના શીકારે જતાં રાણી કહેતો ગયો કે જો મને આજ વાર લાગે ને હું મોડો આવું તો મારા પછાડી આપણી સ્વારી મોકલજો એમ કહી રાજા શીકારે ગયો ને વાઘના શીકારે ચઢયો તેથી રાત પડી ગઇ એટલે રાણીએ તમામ સ્વારોને હુકમ કરયો કે રાજા હજુ સુધી આવ્યા નથી માટે તમે સૌ રાજાના સામા જાઓ તે સાંભળી તમામ સીપાઇ પોતે ઘોડેસ્વાર થઇ રાજાના સામા ગયા ને ગામમાં કોઇ સીપાઇ ન રહ્યા પેલો બ્રાહ્મણ આવ્યો એટલે રાણીએ સાન કરીને કહ્યું કે પેલો અરીણી સ્વાર ઘોડે સામાન માંડીને ઉંઘી ગયો છે લઇને અહીં આવ એટલે આપણે જતાં રહીએ આજ કોઇ દરબારમાં નથી પછી પેલો બ્રાહ્મણ ઘોડો લેઇને આવે છે એટલામાં તે દિશાએ જવાનો થયો તેથી પોતે પેલા રાવતને કહ્યું કે ભાઇ આ પેલો અરીણી અરીણના જુસામાં પોતે પોતાનો ઘોડો ઓળખ્યો નહી. તેથી ત્યાં અંધારામાં ઘોડો ઝાલી ઉભો રહ્યો છે એટલામાં તે રાણી ઉતરી નીચે આવીને તે ઘોડાની પાસે જઇ પોતાના બ્રાહ્મણને બદલે અંધારામાં રાવતને

લઇ ચાલી નીકળી તે રાતની રાતમાં પોતે વીશ ગાઉ ગઇ ત્યાં પર-ભાતનો પહોર થયો ને જુવે છે તો રાવત દીઠો પોતે વીચાર કરવા લાગી કે હવે પેલો બ્રાહ્મણ ક્યાં જશે પણ એને મેં કાશીએ જવાનો વાયદો કર્યો છે માટે ત્યાં જશે ખરો પણ આને સમજાવું તો કામ થાય એમ ધારી પેલા રાવતને કહે છે કે તમે આવ્યા તો ઠીક થયું હવે આપણે શોખ કરીશું. એવું સાંભળી રાવત મનમાં ખુશી થયો કે, આવી સ્ત્રી મળી અને પછી રાવતને સ્ત્રીએ કહ્યું કે આપણે ભુખ્યાં છીએ માટે તમે ગામમાં જઇ સીધુ લાવો. એટલે આપણે રસોઇ ક-રીએ એમ કહી રાવતને ગામમાં સીધું લેવા મોકલ્યા પછી તે સ્ત્રી તે રાવતને મુકી પોતે ઘોડો લેઇ ચાલતી થઇ ને પેલો બ્રાહ્મણ પણે દીશાએ જઇ આવીને જુવે છે તો ત્યાં રાવત ઘોડો કે, રાણી એમનું કાંઇએ દીઠું નહી પછી પોતે વીચાર કર્યો કે રાવતને કાંઇ પત કરે એમ નથી, જો રાજાને મુકયો તો રાવતનો શો આશરો છે તેથી તેને પણ મુકી દેશે ને મેં વાયદો કાશીનો કર્યો છે માટે તે કાશીએ આવશે માટે ચાલ હુંએ પણ કાશીએ જાઉં એમ ધારી તે કાશીએ ગયો ને ત્યાં જઇ કરવતવાળાને કહ્યું કે ભાઇ મને સદાશીવે શ્રાપ દીધો છે કે તારા સાત અવતાર વિયોગે જજો, માટે દેહ મુકીને શ્રાપ નીવારણ કરવો છે. કરવત વાળા કહે કે ભાઇ સદાશીવનો શ્રાપ છે માટે સાત અવતાર તો મીથ્યા નહી થાય પણ એક અવતારનું ફળ તું દેહ મુકે છે તેથી મળશે એમ કહી તેને કરવત મુકયું, એટલામાં પછવાડેથી સ્ત્રી આવીને ત્યાં આગળ પોતાના ધણીની ખબર પુછી ત્યારે તે કરવતવાળાએ બધી હકીકત કહી બતાવી. એટલે તેણે પણ તેની પાસેનો ઘોડો તથા બીજો સામાન જે હતો તે બધો પુન્ય કરી દઇ કરવત મુકાવ્યું પછી તેઓ ત્રીજે અવતાર ચકવોને ચકવી થયાં ને એક ઝાડની ઘટામાં બેઠાં છે એવામાં દવ બળતો આવ્યો ત્યાં ઝાડનાં

પાંદડાં બળીને ભોંય પડવા માંડયાં તે પોતે પોતાના સોબતીને કહે છે.

**દોહરો**—પત્ર વછુટયાં ડાળથીને, વળી તે કહે સુણો વનરાય; અબ કે પીછેરે કબરે મીલંગે: ને દુર દુર પડગેરે જાય ૧૭

હે ભાઇ હવે આપણે છુટાં પડયાં તે ક્યારે મળીશું ત્યારે વૃક્ષ કહે છે કે આપણે તો ભમીશું કયાંથી કારણકે આપણો ઉપાય કાંઇ ચાલે એવું નથી કે અહીંથી બચીને જઇએ પણ આપણા ઉપર આ પક્ષીઓ બેઠાં છે તેમને કહીએ કે કંઇ કરતાં ઉડી જાય તો બચે.

**દોહરો**—દવ બળતું જોઇનેરે, કહે તરૂવર વનરાય, અમે તે બળીએ પાંખ વનાગે, ભુંડા પંખીયું ઉડી કયું ન જાય. ૧૮

હે પંખા તમે પાંખવાળા થઇને કેમ ઉડતાં નથી અમારે પાંખો નથી માટે બળીએ છીએ તે સાંભળી પેલા પંખી તે વૃક્ષને કહે છે

**દોહરો**—ફળ ખાધાંને પાન બગાડીઆંને વળી બેરી તમારીરે ડાળ; તમે બળોને અમે ઉડીએ, તે વળી જીવીએ કેટલા કાળ. ૯૧

હે તરૂવર ભેગાં બેઠાં ને તમારી મહોબત કરી એટલે તમે બળો ને અમે જીવીએ તે અમારાં લક્ષણ નહી, ભાઇ અમે તો આવી તરેહની મીત્રાઇ કરી છીએ.

**દોહરો**—હળદીતો જરદી તજેને, વળી ચુનો તે તજેરે સફેત દોનુંરે મીલે કંકુ ભયાને, બલીહારી ઉનકારે હેત. ૨૦

હે ભાઇ જેમ હળદર પોતાનામાંથી પીળાશ કરેતાં જરદી તે મુકી દે છે ને ચુનો પોતાનામાંથી સફેતાઇ મુકી દે છે. ને એ બે એકઠા મળીને કંકુ જેવો રાતો–પદાર્થ બને છે ભાઇ તેના હેતને ધન્ય છે વળી જેમકે દુધને પાણીની મીત્રાઇ થાય છે ત્યારે દુધ પાણીને પોતાના ભેગુ ભળેલું જોઇ પોતે તેને પણ પોતાના જેવું દુધ કરી દે છે પણ જુદુ નથી પડતુ. તેનો દાખલો એ કે જો કોઇ માણસ દુધ લેઇ પોતે પાણીને બાળવા તાવડામાં નાંખી તળે તાપ કરીને

ઉકાળે છે એટલે દુધમાં પાણીનો ભાગ હતો તે બળવા માંડે છે એટલે દુધ વીચાર કરે છે કે મારો સોબતી જે પાણી તે બળે છે તો મારે જીવીને શું કરવું છે એમ જાણી પોતે પણ ઉભરો ચડી દેવતામાં પડવા જાય છે એટલે ઉકાળનાર માણસ ઉભરો જોઇ તેમાં પાછું પાણી છાટે છે એટલે દુધ ઉભરાતું રહી જાય છે, તેનું કારણ એજ કે દુધે જાણ્યું કે મારો સોબતી જે પાણી તે પાછો મારા ભેગો આવ્યો એવી રીતે તેઓ અરસપરસ પ્રીત રાખે છે માટે અમે પણ એવી પ્રીત રાખનારાં છાએ તે કેમ ઉડી જઇએ એમ કહી પોતે પણ બંને જણ તે દવમાં બળી મુઆં પછી ચોથો અવતાર સુડા સુડીનો થયો ને તેમની મા તેમને માળામાં મુકી ચારો લેવા ગઇ એટલામાં વાસુકીનાગ આવી તેમને ગળી ગયો તેથી મરણ પામ્યાં.

**ચોપાઇ**—આવ્યો વાસુકીનાગ, પંખીને ગળી ગયો; મોર મોરડીનો વીયોગ, છઠે કપીલજ થયો. ૨૧

**દોહરો**—છરે અવતાર એમના વીયોગે ગયાને, હવે સંજોગનોરે અવતાર; કહે ઇશ્વર સુણ પારવતીરે, અમર નામ કર્યાં કીરતાર.

ચોથો અવતાર સુડાસુડીનો થયો, ને પાંચમો અવતાર મોરને મોરડીનો થયો છઠો અવતાર એમનો વાંદરા વાંદરીનો થયો. ત્યાર પછી સાતમે અવતાર એમને સંજોગ થશે ને પરમેશ્વરની કૃપાથી તેમનાં નામ અખંડ રહેશે. એમ કહી પારવતીને શીવે છ અવતારની વાત સંભળાવી એ વાત સાંભળી પારવતી મનને વીશે ઘણાંક ખુશી થયાં ને શીવને વીનતી કરી કે મહારાજ હવે તમે એમને સુખ સંજોગ કરો, ત્યારે મહાદેવ કહે છે તું ધીરજ રાખ.

**દોહરો—ધીરે ધીરા રાવતાને, વળી ધારે સબકુચ હોય, માળી સીંચે સો ગણા, પણ રત આવે ફળ હોય. ૨૩**

હે પારવતી ઊતાવળથી કાંઈ કામ થતું નથી પણ ધીરજથી થાય કેમકે માળી પોતે વગર રતે ફળ વાવે ને તે વૃક્ષને ઘણું ઘણું પાણી પાય પણ રત આવે ત્યારે જ ફળ થાય છે માટે જ્યારે એમને મનુષાદેહ આવશે એટલે એમનો સંજોગ થશે ત્યારે પારવતી કહે મહારાજ એમને મનુશાદેહ આપો હવે એટલું મારૂ કહ્યું માનો પારવતીનું કહ્યું માની ને શીવ પછી કહે છે આ વખત અમરત ચોઘડીયું છે, ને જો આ દેવતાઈ વાવમાં બે જણ હાસ પડશે તો તેમને મનુષ દેહ મળશે. એમ કહી શીવ પેલાં જનાવરને કહે છે.

**દોહરો**—ઉંચા તારા ટગમગેને, વળી નીચેરી મહાજળ વાવ; એમાં પડે દો જનાવરાં તો, વળી સરજે નરને નાર. ૨૪

**ચોપાઠ**—સરજે નરને નાર, વળી ઈશ્વર તો એમ કરે, એ નાળીએરી વાવ અવતારતો અમર રહે. ૨૫ આપ્યું સીંહાસન હોય, રાજ દીધુ ચકવે; અનેક જુગ વહી જાય, અવતારતો અમર રહે. ૨૬

એવી રીતે શીવે કહીને પારવતીને લઈ ત્યાંથી નીકળ્યા. હવે શીવે કહેલું પેલી વાંદરીએ સાંભળ્યું, ને વાંદરાના સાંભળવામાં નહીં આવ્યું તેથી વાંદરી વાંદરાને કહે છે.

**દોહરો**—સાંભળ ભુંડા વાંદરાને, તારૂ હૈયું રાખ નીરધાર; પડીઓ અમરત વાવમાંતો વળી આવે મનુષ્ય અવતાર. ૨૭

હે વાંદરા આપણને શીવે કહ્યું માટે પડીએ તો મનુષ થઈએ ત્યારે વાંદરો કહે છે.

**દોહરો**—દેહી પોતાની બાળા કરીને, બાવા ચોળે જોને રાખ; વાંદરી બજાણો ઈશ્વરારે, એવા લંગોટા ફરે જોને લાખ. ૨૮

હે આ એમને ઈશ્વર કેમ કહેવાય એ વાતો રાખ ચોળે જટા વધારી લંગોટી વાળા ઘણાએ બાવા રખડે છે. માટે હું તો નહી પડું જો એવાનું કહ્યું કરીએ તો જીવ ખોઈને બેશીએ પછી વાંદરીએ

ઘણું કહી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહી એટલે છેવટ પોતે તે વાવમાં શ્રીરામ કહી પડતું મુક્યું પડતાં જ સોળ વરસની ચંદ્રના ધરના જેવી અપ્છરા થઇ રહી તેમાં પોતે નગ્ન શરીરે ઉભી છે. પછી વાંદરો સ્ત્રી જોઇ મહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવ્યમાં પડવા માંડયું એટલે સ્ત્રી બોલી.

**દોહરો**—સુણ ભુંડા વાંદરાને, વળી હવે માં ભરતોરે ફાળ; અમરત ચોઘડીયું વહી ગયું ને હવે સામો ઉગતો કાળ. ૨૯

હે ભુંડા વાંદરા હવે તું પડીશ તો મરી જઇશ કારણ કે એ પળ ગઇ જો તું મારી સાથે પડ્યો હોત તો તારૂ કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં પસ્તાઇ શોક કરવા લાગ્યો ને સ્ત્રીને કહે છે.

**દોહરો**—અમે તે વન કેરાં વાંદરાંને, અમે ફરીએ તે જોતે ડાળોડાળ; તુંરે વાંદરની સુંદરીરે, તુને લેઇ જાશે કોઇ ભુપાળ. ૩૦

હે ભુંડા ત્યારે હવે મારા શા હાલ થશે ને તને આવી રૂપવંતી જોઇ કોઇ રાજા લેઇ જશે ને મારે તો ડાળે ડાળે ભટકવું પડશે. ત્યારે સ્ત્રી બોલી કે ભુંડા શાદને ચીંતા કરે છે તને મુકી હું કંઇ જવાની નથી ને તું પહેલેથી તક ચુકયો ને હવે પીમાસે શું વળે માટે તું વનમાં જઇને વનફળ લઈ આવે તો આપણે ખાઇએ. પછી વાંદરો વનમાં વનફળ લેવા ગયો. એવામાં હીરાસેન નામે રાજા મનરંજન પ્રધાન ને એક ધાંયજો ત્રણે જણ શીકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ વાવ્ય ઉપર આવ્યા અને વાવ્યની પાસે એક વૃક્ષ હતું ત્યાં જઇ બેઠા ને રૂપાની ઝારી ધાંયજાને આપી કહ્યું કે વાવ્યમાં જઇ પાણી ભરી લાવ. પછી ધાંયજો ઝારી લઇ ગયો. વાવ્યમાં બે ને ત્રણ પગથીઆ ઉતરયો એટલે પેલી સ્ત્રીએ તેનો અવાજ સાંભળ્યો કે કોઇ પુરૂષ આવે છે ને હું તો નગ્ન છું. તેથી પોતે માંહીથી ધાંટો પાડી

કહ્યું કે ખબરદાર કોણ આવે છે ? જ્યાં ધાંચજાએ એકાએક એચિંતો વાવ્યમાંથી ભયંકર અવાજ સાંભળ્યો એટલે બીન્યો ને હાથમાંથી ઝારી પડી ગઇ.

**સોહલો:**–ખડખડ ઝારી હાથથી પડી, ઉડી ગઇ માથેથી પાઘડી; જોડા વીસારયો તે ત્યાં રહ્યો, બુમ પાડી રાજા આગળ ગયો.

ધાંચજો થર થર ધ્રુજતો ઉઘાડે માથે નાઠો નાઠો રાજા પાસે આવ્યો રાજાએ પુછ્યુ પાણી લાવ્યો ? ધાંચજો કહે મહારાજ બળ્યું તમારૂ પાણી હુંતો કંઇ મારા છોકરાના નશીબે માંહીથી જીવતો આવ્યો છું. હું માંહી ઉતરયો ને એકાએક મોટો ભયંકર અવાજ થયો, તે સાંભળીને બીન્યો ને ઝારી હાથમાંથી વાવમાં પડી ગઇ. ને પાઘડી પણ માથેથી પડી ગઇ. ને મારા જોડા મુકીને નાઠો છું તે હજુ સમોએ વળ્યો નથી તે સાંભળી રાજા ઢાલ તરવાર લેઇ વાવ્ય ઉપર આવ્યો, ને વાવમાં જ્યાં એક પગથીયુ ને બીજે પગથીએ ઉતરયો કે માંહીથી ગણગણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા ખમચાઇને ઉભા રહ્યા, પછી સ્ત્રી માંહીથી બોલી કે કોણ આવે છે ? હું નગ્ન છું. રાજાએ કહ્યું કે ડાકણ છે કે ચુડેલ છે. ત્યારે સ્ત્રીએ કહ્યું કે દુખની મારી સ્ત્રી છું ને તમે છો તેથી તમને ના કહું છું. પછી રાજાએ પોતાને ખભે દોશાલો હતો ને વાવ્યમાં નાંખ્યો. એટલે સ્ત્રી તે લેઇ પહેરી ઉભી રહી પછી તે રાજા ધીરે ધીરે હિમત ચલાવી વાવ્યમાં ઉતરયો ને જુએ છે તો મહા રૂપવંતી ઇંદ્રની અપ્છરા જેવી ને સુરજના જેવું તેજ મારતું મુખાર્વીંદ એવી સ્ત્રી દીઠી તેનેજોઇ રાજા અંજાઇ ગયો પછી રાજાએ સ્ત્રીને કહ્યું કે તું આવી જગોમાં કેમ રહે છે તું મારી સાથે ચાલ હું રાજા છું તને જે જોઇશે તે મળશે. ને તું મહા સુખ ભોગવીશ પછી સ્ત્રી કહે કે મહારાજ હુંતો કુંવારી છું રાજા કહે હું તારી સાથે લગ્ન કરીશ ત્યારે સ્ત્રીએ કહયું તમે

મને વચન આપો કે હું કહું તે કરવું પછી રાજાએ તેને વચન આપ્યું પછી સ્ત્રીએ કહ્યું એક તો મારી સાથે વાંદરો છે તે મારા જીવનપ્રાણ છે તેને સાથે રાખવો ને બીજું કે હું તમારી સાથે ૭ માસ પછી લગ્ન કરીશ રાજાએ કહ્યું કે એમ કરજે પછી રાજાએ પોતે વાવમાંથી બહાર આવી ધાંયજાને કહ્યું કે તું ગામમાં જઇ એક રથ ને પાંચ સાત સિપાઇ લેઇ આવ. પછી ધાંયજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઈ લેઇ આવ્યો એટલે રાજા સ્ત્રીને કહે છે આ રથ મંગાવ્યો છે તેમાં બેસો હવે પેલો વાંદરો વનમાં ગયો છે તે નથી આવ્યો માટે સ્ત્રી વાર કરે છે કે જો તે આવે તો હું તેને સાથે તેડી જાઉં ને રાજા ઉતાવળ કરે છે પછી સ્ત્રી હાથ જોડી વાવને અરજ કરે છે કે હવે હું તારાં દરશન ક્યારે કરીશ એમ કહી વાવને કહે છે.

દોહરો:—છેડા સંગી વાવડીને, વળી રહી ગઈ ઠામો ઠામ; તારાંરે જળ હવે નહી પીઉંને, જો હોત અમારેરે ગામ. ૩૨ છેલ સંગીના વાવડીને, વળી જુગતે બંધાવીરે જોય; સોને જડાવું તારાં પગથીઆંને, વળી નગર અમારેરે હોય. ૩૨ હે વાવ માતા તું મારે નગર આવતી હોય તો તારાં પગથીઆં સોને જડાવું; પણ તું તો અહીં ને અહીં રહી જાય છે હવે તારૂં પાણી હું નહી પીઉં એટલામાં રાજાએ હાક મારી; પણ પેલો વાંદરો ન આવ્યો એટલે પોતે બહાર નીકળી રથમાં બેઠી. સિપાઇઓએ પડદા નાંખી દીધા, ને રાજા ઘોડે સ્વાર થઇ સ્ત્રીને લઇ પોતાના ગામ ભણી ચાલ્યા. એવામાં પેલો વાંદરો ફળ લઇને આવ્યો. ને વાવમાં જઇ જુવે છે તો સ્ત્રી દીઠી નહી, એટલે શોકાતુર થઇ ફળ બળ ફેંકી દીધાં ને કુદકો મારી ઝાડની ટોચ ઉપર ચડી લાંબી સરતે જુવે છે તો રથ જતો દીઠો તેથી જાણ્યું કે મારી સ્ત્રી જાય છે પછી હેઠે ઉતરી રીસ ચઢાવી પુંછડું ઉંચું કરી હુકાહુક કરતો ને દાંત કચકચતો થેકડો મારતો ચાલ્યો, ને જ્યાં રથ પાસે આવ્યો ને ક્રોધ કરી

રથ ઉપર જાય છે એટલે સિપાઇએ તેને હાંકવા માંડયો તો વધારે રીસ કરી સિપાઇ ઉપર દાંત કચડતો સામો ધસવા લાગ્યો. એવામાં સ્ત્રીએ અવાજ સાંભળ્યો કે વાંદરો આવ્યો. એટલે રાજાને કહ્યું કે મહારાજ અમારૂ વચન તે આવુંજ? રાજાએ સિપાઇને વાર્યો કે તમે એને મારશો નહી સીપાઇ કહે કે કયા સાલા રથ ઉપર થેકતા હે એવામાં સ્ત્રીએ પડદો ઉઘાડી બહાર મોં કહાડી જોયું એટલે પેલો વાંદરો થેકડો મારી રથમાં પેસી ગયો, ને રાણી પાસે જઇ બેઠો, પછી રાજાને રાણી ગામમાં આવ્યાં. ત્યાં રાજાએ રાણીને એકદંડા મેહેલમાં ઉતારો આપી તેમાં રાખી ને તેની હજુરમાં નોકર, ચાકર તથા દાસીઓ સોંપી રાણી પોતાના વાંદરાને સોનાની સાંકળે પોતાના પલંગે બાંધી રાખે છે રાજા કોઇ વખત રાણી પાસે જાય તો સામી ખુરશી નાંખીને બેસે પણ રાણીની પાસે જઇ બેસાય નહી જો રાણીના થડમાં જવા જાય તો વાંદરો ડોળા કહાડી સામો દંતઇઆ કરી કરડવા જાય પણ રાજાને રાણી પાસે આવવા દે નહી પછી રાજાએ વીચાર કરયો કે આ વાંદરો રાણી પાસેથી જાય તો નીરાંતે વાત થાય નહી તો એ આપણને જંપવા દેશે નહી, એવું જાણી પોતાની માનીતી રાણી પાસે આવ્યા ને કહ્યું કે જો તમો આ સ્ત્રીની પાસેથી વાંદરો આઘો કઢાવો તો ઠીક કેમકે મેં તો એને વચન આપ્યું છે તેથી મારાથી કહેવાય નહી ને તમે તો બે વાતો સમજાવીને કહો ત્યારે માનીતી રાણી કહે એમાં તે શું જઇને એક ઘડીમાં કઢાવું છું એમ કહી લુગડાં પહેરી તે રાણીને મહોલે ગઇ ત્યાં રાણીએ માનીતી રાણીને માન આપી પોતાના પાસે બેસારી પછી માનીતી રાણી કહે આ જનાવરને આપણા દરબારના પાંજરામાં મોકલો ત્યાં ઘણી જાતનાં જનાવર પળાય છે તે ભેગો રહેશે તમે તેને પાસેને પાસે શું રાખી મુકો છો કોઇ જુએ તોયે કહે કે, રાણીને બીજાં કોઇ જનાવર ગમતાં નહિ હોય: તે આ વાંદરો પાળે છે એના વગર દરબારમાંથી મેના, પોપટ એવી

તરેહના જાનવર લાવીને પાંજરામાં રાખો ત્યારે રાણીએ કહ્યું કે એ તો મારો જીવન પ્રાણ છે એને એક ઘડી પણ મારાથી અળગો નહી કરૂં ત્યારે માનીતીને રીસ ચઢી; ને લાંબા હાથ કરી કહ્યું કે ભલ્યા તમારા ઢંગ કે વળી શું આવું કદરૂપુ જનાવર તે પાળતા હઈશું. તેવું વાંદરાએ સાંભળ્યું તેથી રીસ ચઢાવી પેલી માનીતી રાણી ઉપર છલંગ મારીને તેનું નાક કરડી ખાધું એટલે માનીતી રાણી તો લોહીચુતી જીવ લઇને નાઠી, ને રાજા પાસે આવીને કહ્યું કે, મારૂં નાક ગયું રાજા મહા કોપાયમાન થયો કે કોક દીવસ આપણો પણ એ ઘાટ થશે માટે હવે તો એને નક્કી કાઢવોજ એવું નક્કીજ કર્યું એટલામાં એક મદારી રમત રમવા આવ્યો રાજાએ મદારીને કહ્યું કે તું રાણીને ખુશ ખુશી કર કે તને રાજી થઇ કંઇ વચન આપે તો વચન લેઇ તું રાણી પાસે જે વાંદરો છે તે માગી લે એમ કહી રાજાએ મદારીને પચાસ રૂપીયા આપ્યા તે લઇ મદારીએ રાણીના મેહેલ સામે આવી રમત કરવા માંડી એટલે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો રાણીએ વીચાર્યું કે ના કહું તો વચન જાય તેથી વાંદરો આપ્યો ને કહ્યું કે આજથી છ મહીને આ વાંદરાને બરાબર શીખવીને પેહેલ વેહેલો મારી પાસે આવજે હું તને કંઇ ઇનામ આપીશ હવે મદારી વાંદરો લઇને જાય છે જતાં જતાં વાંદરો રાણીને કહે છે.

દોહરો—ખાઓ પીઓ ધન વાવરોને, વળી કાપડ પહેરોને સાર;
તમ માટે અમે વેચાણારે, ભુંડી મદારીને દરબાર.

હે સ્ત્રી તું હવે ખા પી ને મજા કર હું તો હવે જાઉંછું વાંદરાની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે તે જોતાં સ્ત્રી કહે છે.

દોહરો—વચન ચુકયો વાંદરાને, ભુંડા બોલી લજાવે તુંતો વેણ;
તુજ ઘટ સાલે મોરી પ્રીતડીને, વળી મુજ ઘટ સાલે તારાં નેણ.

હે વાંદરા તું ફાળ ચૂકયો ને હવે બોલે શું થવાનું તને મારી

પ્રીતડી સાલે છે ને મને તું રૂવે છે ને તારાં નેણુ સાલે છે પછી મદારી વાંદરાને લઇ ઘેર ગયો છ મહીના થયા એટલે રાજાએ પરણુ-વાની તઇયારી કરી લગ્નના બે ત્રણુ દીવસ બાકી રહ્યા છે એટલામાં પેલો મદારી આવ્યો રાણીએ પોતાના સોનેરી ચોકમાં રમવા બોલાવ્યો રાજા પણુ પ્રધાનને સાથે લેઇ આવ્યો ને મદારીએ રમત ચાલતી કરી તેણે વાંદરાને ખુબ રમાડયો તેથી રાજી થઇ રાણી અને રાજાએ શીરપાવ આપ્યો પછી મદારીએ વાંદરાને કહયું કે તું રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી ને રાણીને સલામ કરવાનું કહ્યું એટલે પુંઠ ફેરવી બેઠો તેથી મદારીને રીસ ચડી એટલે વાંદરાને પાંચ સાત લાકડી ઝાપટી દીધી તેથી વાંદરાની આંખમાંથી આંસુ આવ્યાં તે જોઇ રાણી કહે છે.

દોહરો:--સુણુ સલક્ષણા વાંદરાને તુંતો ભરી ન શકયો ફાળ; તારે શરીરે પડે જેને લાકડી, તે તો મારે શરીરે ઉઠે ઝાળ;

હે વાંદરા તારાથી ફાળ ન ભરાઇ તેથી તને દુ:ખ પડે છે ને તારાં આંસુ જોઇ મારા શરીરે ઝાળ ઉઠે છે પછી રાણીએ પોતાનો નવ-લાખનો હાર હતો તે તોડી નાખ્યો એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણુવા લાગ્યો વાંદરો છુટો થયો એટલે વીચાર્યું કે રાંડ પોતે સુખ ભોગવે છે ને મને માર ખવરાવે છે માટે લાવ લાગ આવ્યો છે તેથી કુદી રાંડનુ ડોકુ મરડી નાખુ એમ ધારીને ઠેકડો માર્યો ને એક ધાબુ ઝાલ્યુ પણુ ધાબુ તુટી પડયું એટલે તે નીચે પડયો ને તરતજ પ્રાણુ નીકળી ગયો તે જોઇ રાણીએ મદારીને કહયું.

ચોપાઇ:—તોડુરે નવસર હાર, ભુંડા મોતી વીણુવા રહ્યો; હમણાં હતો કરમાંહ્ય મદારી વાદર કયાં ગયો.

મદારી વાંદરા સામુ જુવે છે તે મરી ગયેલો દીઠો પછી રાણી વાંદરાને મરી ગયેલો જોઇ વિચાર કરે છે.

દોહરોઃ—ઉઠ હઇયા કર પાંખડીને, હવે જીવીને શું રે કરીશ;
જેશુ બંધાણી મારી પ્રીતડીને, હુંતો તેના ભેગી મરીશ.

રાણીએ ધારયું કે મારો જે જન્મ ધણી તે મરી ગયો તો હવે તેની પાછળ મરવુ એમ કહી પડવા જાય છે એટલે રાજા તેને ઝાલવા ઉઠયા પછી તેની સાથે પ્રધાન પણ ઉઠયો રાણી પડી એટલે રાજા પડયા ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો એવો રાજા પડયા ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો એવો બનાવ જોઇ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થશે માટે હું પણ એકદમ અહીંથી જાઉં એવી રીતે ત્યાં આગળ પાંચે મરી ગયાં

હવે વાંદરો મરીને રાજા શાલીવાહનને પેટે અવતરયો તેનુ નામ સદેવંત પાડ્યુ ને રાણી તે જ ગામના નગરશેઠ પદમશાને ઘેર અવતરી તેનું નામ સાવલીંગા પાડયુ અને જે હીરાસેન રાજા હતો તેનુ મન તો પરણવામાં અને પરણવામાં રહી ગયુ તેથી તે પારા નગરમાં માણેક્યંદ શેઠને ઘેર અવતરયો તેનુ નામ રૂપાશા પાડયુ ને પ્રધાન જે મનરંજણો ચતુર હતો તે લાલાબારોટ થયો ને જે મદારી હતો તે રાણીનું રૂપ જોઇ મોહીત થઇ ગયો હતો તે રાંડીરાંડને ઘેર તેને પેટે છોકરો થઇને અવતરયો પણ રાંડીરાંડની ફજેતી થાય તે માટે તે છોકરાને જઇ વગડામાં મુકી આવી તે બાવા ધુંધળીમલની નજરે પડયો. એટલે પોતે પોતાના મઠ ( આશ્રમ ) માં લાવી મોટો કરયો તેનુ નામ ગોરખો પાડયું હવે સદેવંત જયાં બાર વરસનો થયો એટલે તેનું રૂપ અને જોબન કામરૂપ જેવું થઇ રહ્યું પોતે રોજ સાંજ પડે કે પોતાના રેવંત ઉપર જવાહીરનું રત્ન જડીત પલાણુ માંડી પોતે સ્વાર થઇ હવાખાવા નીકળે સાવળીંગા પણ એવી મહાતેજસ્વી ઇંદ્રના ઘરની અપસરા જેવી ભણીગણી ચતુર થઇ છે તે પોતે દરરોજ નીશાળે જાય છે ને પોતાના મેહેલે તેના પીતાએ સદાવ્રત બાંધ્યું છે કે કોઇ અભ્યાગત માંગવા

આવે તો તેને આપે પણ પાછો ન કહાડે. સાવળીંગા ઘણા શોભીતા શણગાર પેહેરીને પોતાની સોલસેં સાહેલીઓને લેઇ રોજ સાંજની વખત નવડેરીએ ગરબા ગાવા જાય છે એવામાં એક દિવસ બાવા ધુંધળીમલના ચેલા ગોરખે કહયું કે મહારાજ તમે તમારી જટા કેમ ચોળતા નથી ? ત્યારે ગુરૂએ કહ્યું કે બચ્ચા બસ્તીમેં મંગનેકું જાના પડતા હૈ સો ફુરસદ નહી મીલતી ત્યારે ગોરખે કહ્યું કે મેં મંગનેકુ જાઉં ? બચ્ચા જાવતો સહી ફીર લાલામારોટકી પોળમાં મત જાના ગોરખો કહે ઠીક મહારાજ પછી ગોરખો માથાના કેશ છુટા મેલી અખંડ ભભુત લગાવી અંચળો, ઝોળી, ડંડો પાત્રપાવડી ચકમક, ચીપીઓ, શેલીસીંગી અને કપાળે સીંદુરની આરચા કરી હાથમાં દંડો લેઇ કછો ભીડી જોગી બની વસ્તીમાં ચાલ્યો એક શેરી અને બીજી શેરી ને ત્રીજી શેરીમાં અલેક જગાડતો જાય છે કે એક બઇ-રી બોલી મહરાજ તમે લાલામારોટની પોળમાં જાઓ કે ત્યાં પદમશા શેઠની છોડી સાવળીંગા તમને મુખ માગ્યું આપશે એવું સુણી ગોરખે ગુરૂનું વચન ન માનતાં તે લાલામારોટની પોળમાં ગયો કમરે ઘુઘરા કશી દીધા હતા તે સાંભળી કુતરાં ભસવા લાગ્યાં એવા ડોળથી પદમ-શા શેઠની હવેલીમાં સોનેરી ચોકમાં આવી અલેક જગાવીઓ.

ચોપાઇ—સતકા બાંધ્યા સદાવત, ને કુડા બાંધ્યા કામની; સતકી સુરત ધરમ, ભીક્ષા દેની ભામની.

બાવાએ કહ્યું જો સદાવ્રત સતનાં બાંધ્યાં હોય તો ભીક્ષા આ-પ અને જો કપટ કરયાં હોય તો અમે જઇએ એમ કહી મેહેલ નીચે જઇ ઉભો પછી સાવળીંગા કહે છે.

મારા મોહોલ હેઠ, અલેખ બાવે જગાવીયા;
નવરા નોતા મારાહાથ, બાવાજી પાછા ચાલીયા.

સાવળીંગા કહે કે મને વાર લાગી તેથી બાવાજી પાછા ગયા

એવું સાંભળી બાવો સનમુખ આવી કહે છે.

દેવું હોય તો દે, શબ્દ પાળો શામની;
અતીત ઉભો છે તારે દ્વાર, ભીક્ષા દેને ભામની.

બાવાને સનમુખ ઉભો જોઇ સાવળીંગા કહે છે. ઉભા રહોને બાવાજી આજ, ભીક્ષા તમો લીજીએ;તમ આવે લીલા લ્હેર, આશિષ અમને દીજીએ.

એમ કહી સાવળીંગા પોતે સોનાનો થાળ ભરી બાવાને લોટ આપવા આવી તે જોઇ બાવો કહે છે.

નાંખ્યાં નજર ફેરાં બાણ, આટો કેમ લીજીએ;
બાવો માગે જોબન કેરાં દાન અતીતકુ દીજીએ.

તે સાંભળી સાવલીંગા બોલી.

તમે પુજ્યા દેવ, કે તમે પુજી દેવીયો;
તમે થયા જોગીરાજ, તમારે નારી કેવીઓ.

હે બાવા તમે સંસાર મુકી જોગી થયા ને તમારે નારીનો ખપ છે? ત્યારે બાવો કહે છે.

નથી પુજ્યા મેં દેવ, નથી પુજી દેવીઓ;
ગુરૂએ આપ્યા છે શબ્દ, નાખુંછું નીત ફેરીઓ.

બાવે કહ્યું હું તો દેવદેવીને ઓળખતો નથી પણ ગુરૂના વચને કરીને અહીં ફેરા ખાઉછું સાવલીંગા તેના બોલ સાંભળીને તેનું રૂપ જોઇ ઘણી મોહીત થઇ ચેલાને કહે છે.

કામની રૂપ સ્વરૂપ, રૂદેમાં જાણીયે;
શેહેર સમુળા મરજાય, મન ગમતાં માગીએ.

સાવળીંગા કહે શહેર બધું ઉંધું વળ્યું છે કે કોઇ નારી નથી માટે નગરમાં જઇ કોઇ સારી જોઇ પરણો તે સાંભળી ચેલો કહે છે.

તુમ રૂપસ્વરૂપ, હાજર રહો તમ ખડી;
દેને જોબન કેરાં દાન, હમ કરને આખડી.

ચેલે કહ્યું તારા જેવી રૂપવાળી બીજી કોણ છે એવું સાંભળી સાવલીંગાને રીસ ચડી ને ચેલાને કહ્યું.

**દોહરો**—બાવારે મારા બાવલીઆને, વળી નજરો રાખ્ય તારી ઠીક; ફોડીરે નાંખીશ તારાં તુમડાં તો વળી શેમાંરે માગીશ ભીખ

એવું સાંભળી બાવો કહે છેઃ—

**દોહરો**—સુન બે ચંચલ નારીઆંને વળી બોલનેકું જરા શીખ વાડેથી લાવું બીજા તુમડાં ને વળી તેમાં માગીશ ભીખ.

હે સાવળીંગા વીચાર કરીને બોલ તુમડાં ફોડીશ તો વાડે ઘણાં નીપજે છે તે સાંભળી સાવળીંગા કહે છે.

**ચોપાઇ**—વાંકાં કરીને નેણ, બાવાજી તમને મારશું;
ઝોળી પડશે ઉભી બજાર, તુમડાં ફુટશે હાથશું.

તે સાંભળી ચેલો કહે છે કે તું એવી કેવી કામણગારી છું કે નજર કરી મારીશ. એમ કહી કહે છે.

સુનબે ચંચલ નાર, કલ ઉઠ મરજાયંગે;
દેને જોબન કેરાં દાન, દુવા દેકે જાઇંગે.

હે સાવલીંગા તું ગુમાન કરે છે તે શું ? કેટલા કાળ જીવવાની છે, ત્યારે સાવલીંગા કહે છે.

જાતનો છે અતીત કોણ છે તમારી માતડી;
આવવા દે પીતા મુજ આજ, પછેછે તારી વાતડી.

સાવલીંગા કહે મુવા અતીત થઇને આવી હઠ કરે છે. મારા બાપને કહી વલે કરાવીશ ચેલો કહે છે.

બડા પીતા તારો શેઠ, લુંટાવે ફુલવાડીયાં;
તેરે સરખી કળીકા ક્યા ભાર, લાયકું મેણાં મારીયાં.

હે સ્ત્રી તારો બાપ તો મોટો ઉમરાવ છે તેતો ફુલની વાડીઓ લુંટાવી દે છે, ને તું તો એક ફુલની કળી જેવી છે, તેમાં આટલો

ગુમાન કરી મેણું મારે છે તેવાં વચન સાંભળી સાવળીંગાને ક્રોધ ચડયો અને આંખો કહાડી બાવાની સામું જોયું.

બાવો માગે લોટ કે, શેહેર જાણે આપણું;
સાંપ્યાં નેણુ કેરાં બાણુ, બાવો પડયો બારણે.

જ્યાં સાવળીંગાએ બાવાના સામે નજર કરી કે બાવો તેનું તેજ જોઈ ભોંયપર પડયો તે પડતાં સાવળીંગાની ભોજાઈ બારીએ આવી તો બારણા આગળ બાવાને પડેલો દીઠો તે જોઇ વીચાર કરે છે નણુંદ નાનાં છે પણ કામણગારાં નીકળ્યાં, બાપડા બાવાને જોતા જોતામાં ભોંય ઉપર પાડયો એમ વીચારી કહે છે.

નણદલ નાનેરાં બાળ, કામણ કયાંથી શીખીયાં;
જોગી માર્યો અબધુત, ઘરો ઘર ભીખીયાં.

હે નણુંદ આ બાપડા ભીખ માગનારને તમે શું કરવા માર્યો તે સાંભળી સાવળીંગા પોતાની ભોજાઇને કહે છે.

**દોહરો**—મેંરે માર્યો હોય તો હુંરે મરૂ, નહીતર મરજો ભાભી તારો વીર; ડાબી આંખને ફરૂકડે, ને વળી ફાટી પડયોરે ફકીર.

સાવલીંગા કહે છે મેં માર્યો હશે તો હું મરીશ. ને તું જુઠું કલંક મુકતી હઇશ તો તારો ભાઇ મરશે. મારી તો આંખ જોઇને મુવો છે. એવામાં ચેલાનો ગુરૂ બાવો ધુંધળીમલ તે જગોએ આવ્યો ને જુએ છે તો ચેલો તો ભોંય ઉપર ઉંધે મોહોડે પડયો છે ને મહેાામાં ધુળ પેશી ગઇ છે ઝોળી બોળી ફેંકી દીધી છે. હવે ગુરૂને આવ્યો જોઇ ભોજાઈ સાવલીંગાને કહે છે.

એક માર્યોને બીજો મારશો તો વળી, નગ્રમાં થાશે જોને વાત;
જોગી માર્યો જટાધારીઓ, બાઇ જેવો ગોરખનાથ.

હે બાઇ આ એક માર્યો ને બીજાને મારશો તો ઘેર ઘેર વાત થશે હવે ગુરૂ ચેલાને કહે છે.

ચોપાઇ—ચેલારે તુટયો જોને આભ, તુટીરે જાણે આભલી;
ચંદ્રવદની નાર, કામણગારી કોણ મળી;

હે ચેલા તને શું થયું તારે માથે આભ તુટયો કે તને કોઇએ કામણ કર્યા તે સાંભળી ચેલો કહે છે.

નથીરે તુટયો ગુરૂ આભ, નથીરે તુટી આભલી;
કામણગારી નાર, સાવલીંગા મુજને મળી.

હે ગુરૂ મને સાવલીંગા કામણગારી મળી છે. બીજુ કાંઇ થયું નથી તે સાંભળી ગુરૂ કહે છે.

સુણ એ ચંચલ નાર, લડકેકું કયું લડી;
શીર લેઉંગા ઉતાર, અદાસે કયું ખડી.

હે રાંડ તેં મારા ચેલાને કેમ કેમ માર્યો ? તને શ્રાપ દેઇ બાળી ભસ્મ કરી નાંખીશ નહીતો સાચે સાચું કહે તે સાંભળી સાવલીંગા નરમ થઇ બાવાને નમી પડી કહે છે.

દીઠી જોબનવંતી નાર, જીવડો ચાલ્યો છળીરે;
એમાં શો અમારો વાંક, શુ આવ્યા ચેલાની વારે ચઢીને.

હે મહારાજ મારૂં જોબન ને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો તેમાં હું શું કરૂ ત્યાં ગુરૂ કહે કે તું એને ઉઠાડ, પછી સાવલીંગા ચેલા પાસે આવી કહે છે.

ચેલાજી બેઠા થાઓ, આંજુ તમારી આંખડી; પહેરવા આપુ પીતાંબર લાલ, ચડવા આપુ ચાખડી.

હે મહારાજ હવે તો ઉઠો, પણ ચેલો ઉઠતો નથી તે વારે સાવલીંગા પોતે ચેલા સામું હસીને લલચાવે છે.

ઉઠીને માહારાજ, આપણે કરીએ ગોઠડી:
રંધાવું બત્રીસ રસોઇ, જમાડુ રસ રોટલી.

હે મહારાજ, તમારે જે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીશ

ને તમે ઉઠો તે સાંભળી ચેલો કહે છે.

બળ્યાં તમારાં પકવાન, બળીરે રસ રોટલી;
સલામત માહારા મેહેલા ફેરો લોટ, બળીરે તારી ગેહેડી.

હે સ્ત્રી મારે તો તારૂં કાંઇ જોઇતુ નથી પછી ગુરૂએ ચેલા ઉપર હાથ ફેરવી ઉઠાડી ચેલાને કહે છે.

ચેલા નાસવું હોય તો નાશ, કે શેહેર નહી આપણું;
મળશે માહાજન કેરાં લોક, કોઇ કહે બાપડું.

હે ચેલા હવે તું ઉતાવળો ચાલ નહીતો તેનાં સગાં વહાલાં જાણશે તો આપણને મારશે એવામાં આડોશી પાડોશી એકઠાં થયાં ને ઘણુંક લોક ભરાઇ ગયા ને ચાલવાની જગ્યા રહી નહી. પછી ગુરૂ સરવેનાં ઉપર રોશ કરી કહે છે.

બળી જે વરસ અઢાર, દુનીયાં સરવે દુંદળી;
શેહેર કરી દઉં હળાહળ, ઘમુકયો બાવો ધુંધળી.

બાવો રીસ કરી લોકને કહે છે તમ સબ લોક ઉભરસે ચલે જાઓ નહીતો સારા શેહેર હળાહળ કર ડાલુંગા પણ લોકો માનતા નથી એવામાં સદેવંત કુંવર ઘોડે બેશી ફરવા નીકળ્યા હતા તે ત્યાં આવ્યા ને પોતાની પાસે ચાબકો હતો તે લોકોને ઝાપટવા માંડયો. એટલે માણસો દોડાદોડ કરવા લાગ્યા પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયો ગોરખાને કુંવરે બોલાવીને પુછયું કે ત્યાં શું હતું કે લોકો ભરાયાં હતાં ત્યારે ગોરખો કહે છે કે મહારાજ તમારા નગરમાં જીવ-તી ડાકણ છે તે મને વળગી હતી પણ મારા ગુરૂ સમર્થ હતા તે મને જીવતો ઉઠાડયો ને અહીં લાવ્યા નહી તો ઉગરત નહી ત્યારે કુંવરે કહ્યું કે ડાકણ બાકણની વાત જવા દો સાચે સાચુ કહો ત્યારે ચેલો કહે તમારા નગરામાં મેં સ્ત્રી દેખી ને તેના તેજે કરી મુરછા ખાઇ પડયો હતો એમ કહી કહે છે.

ભરતખંડ રાજા હુંય ફર્યો, ને વળી ભમી આવ્યો સરવે જોઇ.
એ બદન એ અંબીકારે, રાજા નાર ન દીઠી બીજી કોઇ.

એસી નહી દેવળમાં પુતળી, ને નહી રાણી રાજ દરબાર;
સાચુ માનો કુંવર સુલક્ષણારે, એતો અપ્સરાની અણુસાર.

ચોપાઇ—અપ્સરાની અણુસાર, શેઠ પદમશાની કુંવરી;
મૃત્યુલોકની માંય, અપ્સરા એ ઉતરી.

છેદ્રીંગ ચળ અચળ અલબેલ, ચપળાશી ચમકે બદનમેં;
એ મોઢીનીકી આંખ, જર્યું ચઉદા રત્ના ઝલકે નેનમે.

હે રાજા કે જેની આંખની ઉપમા કવી કે જેના મોટા વદનને વિશે ચપળા કહેતાં વિજળીને ચમકારો થઇ રહે છે એવા ઝ-મકારા મારે છે એ સાંભળી સદેવંતને મોહ થયો ને કહે કે તું મને તેનું નામ ઠામ બતાવ તે સાંભળી ચેલો કહે છે.

દોહરો—ઉંચાં નાળીએરીનાં ઝાડવાંને, સામી સરઇયાની ઓળ;
અત્તર કસ્તુરી મેંકે ઘણીને, એરે સાવલીંગાની પોળ.

ચોપાઇ—એરે સાવલીંગાની પોળ, સામા જાઓ શેરીએ;
બારીએ ઝરૂખાં ચાર, ઝુકી રહ્યાં છે મેડીએ.

બાદલ મોહોલ રંગ મોહોલ, ખડક મોહોલ ઝુકી રહ્યા;
એમાં સાવલીંગા નાર, મારાં મન મોહી ગયાં.

એટલે સદેવંત પોતે લાલાબારોટની પોળમાં આવી જુવે છે તો એક ઘણી ઉંચી હવેલી દીઠી આમાં સાવલીંગાની હવેલી કેઇ હશે એવો વીચાર પોતે કરે છે એટલામાં રાજસભામાંથી લાલાબારોટ ઘેર આવ્યા ને સદેવંત કુંવરને શેરી વચ્ચે ઉભેલો જોયો. પછી બોલાવી કહે છે.

દોહરો—શેરી વચ્ચે સદેવંત આવીને, વળી ઉભા રહ્યારે મહા-રાજ; સાચું બોલોને કુંવર સુલક્ષણારે, તમે આવ્યા છો કોનેરે કાજ.

હે સદેવંત તમે અહીયાં શેરી વચ્ચે કોને સારૂ આવી ઉભા છો ? ત્યારે સદેવંત બારોટને કહે છે.

લાલાબારોટ મારે મન વસ્યા, ને વળી તમથી વાલેરૂ નહી કોય; તમારી શેરીમાં એક નારી રહે, તેનો મેળાવો કરી દોને કોય.

ચોપાઈ—મેળાવો કરી દોને કોય, આલુ કડાં કંકી ચોકડાં;
લુટાવી દઉ ધન માલ, રૂપિયા આલુ રોકડા.

આલુ પાલખીઓ ને સુખપાલ, આલુ હાથી ઘોડલા:
અડધુ આલુ રાજપાટ, આલુ રથ જોડલા.

સદેવંતે કહ્યુ કે હું તમને કહો તે આલું પણ મને એ નારીનો મેળાપ કરાવો બારોટ કહે એનું કંઇ નામ ઠામ હશે કે બાંધેબારે નારીજ એવી નારીઓ તો મારી પોળમાં સો છે જો તેનું નામ ઠામ કહો તો વળી બતાવું ત્યારે સદેવંત કહેકે પદમશાની દીકરી સાવળીંગા તેનો મેળાપ કરી આપો તે સાંભળી બારોટ કહે છે.

એતો દામ નથી હરામનાને, એ રાજા લોભે તે નહી જાય;
ઘેર ઘેર મારા માને પીતારે, રાજા મુખથી તે કેમ કહેવાય

બારોટ કહે છે રાજા એ લોભથી નહી લલચાય એને ઘેર કંઇ કમી નથી કે તમારી સાથે પઇસા સારૂ પ્રીત કરે તે મારાથી એને મોઢે જઇને ન કહેવાય મારા મેહેલમાં તો બધે મારે માત પીતા જેવું છે હું એને કહું ને એ જઇને એના બાપને કહે તો મારી ઇજ્જત જતી રહે તે સાંભળી સદેવંત કહે છે કે હે બારોટ તમે જો મને ન મેળવો તો તમારૂં વચન જાય ને મારે તો એના પછવાડી જીવ કહાડવો પણ એનો મેળાપ કરવો બારોટ કહે એનું તમારે શું કામ છે ત્યારે સદેવંત કહે છે કે બારોટ મને બાવાએ કહ્યું કે મેં નવખંડ સાત દ્વીપ જોયા પણ એવી નારી કોઇ ઠેકાણે દીઠી નથી ને કાને પણ સાંભળી નથી ને ઇંદ્રને ઘેર પણ એવી અપ્સરા નહી હોય એવું

એનુ રૂપ છે બારોટ કહે એનો મેળાપ થવો મહા દોયલો છે સદેવંત કહે જો તમે મેળાપ નહી કરાવો તો પછી બીજાથી થવાનો નથી ને મારે પણ પ્રાણ મુકયા વિના છુટકો નથી ત્યારે લાલાબારોટે કહ્યું કે ભાઇ હમણાં તું ઘેર જા ને સાંજના ચાર વાગતાં પાછો અહી આવજે એટલે એ નિશાળેથી આવતી હશે તે તને બતાવીશ એમ કહી બારોટ ઘેર ગયા ને સદેવંત કુંવર પણ પોતાને ઘેર ગયો હવે ઘરમાં સદેવંતને કાંઇ સુઝતું નથી ને સાવળીંગાની મનમાં ઝંખના લાગેલી છે તેથી કાંઇ ચેન પડતું નથી ને વિચાર કરતાં ત્રણ ચાર વાગવા આવ્યા એટલે સદેવંત કુંવર પોતાનો શણગાર પેહેરીને જવાની તઇયારી કરે છે.

દોહરો.—હીરા માણેક મુગટ જડયો, વળી કુંડળ લટકે કાન; મોતીયોની માળા પહેરીને, તે ઝળકે સુરજ સમાન. કલગી તોરા ફરફરે, ને જરકશી જામો જોને સાર; શાલા દોશાલા ઓઢીયા, માંહે ઝાઝા ઝળકે તારા શેલે કશીરે કમર બાંધીયું, ને વળી ભરમચીનો સુરવાળ; તીર તરકસને કામઠીને, વળી શીરોઇની તરવાર.

ચોપાઇ.—શીરોઇ તરવાર, ભાલા જોને ઝળહળે; એવા સજી શણગાર, રાજા મહોલમાંથ નીસરે.

આવી તરેહના શણગાર સજી પોતે મહા કામરૂપ બની ઘોડેસ્વાર થઇ લાલાબારોટને ઘેર ચાલ્યો લાલાબારોટ સુતા છે તેમને જગાડયા ને કહે કે ચાર વાગ્યાની વખત થઇ હવે મને એ સ્ત્રી દેખાડો બારોટ અફીણી હતો અને અમલ પાણી ઉતરી ગયેલાં એટલે મીજાજ ઠેકાણે ન હોવાથી કુંવરને કહે છે કે તમે તો મારા માથાના મુગટ છો પણ જો બીજો હોત ને મને આવી કાચી ઉંઘમાંથી જગાડયો હોત તો હું એને મારી નાખ્યા વગર મુકત નહી પણ તમને શું કરૂં હવે મને કસુંબો પીવા દો પછી હું તમને બતાવું બારોટ કસુંબો

પીવાને હોકો ભરી બેઠા એટલે કુંવર કહે મને બતાવો ત્યારે બારોટ કહે ભાઇ હજુ ચાર વાગ્યા નથી કુંવર કહે મને બાવાએ કહ્યું તે વાત ખરી છે કે ખોટી એવું રૂપ એનું છે કે નહી ત્યારે બારોટ સદેવંતને કહે છે.

**કવીતા ચાલ લાવણી**—ચીત્રરૂપ ચીત્ત વનમાં છાજે, ચંપક વત ચીતવન ભારી; પુરવ પુન્ય કીયા જેને કોટીક, સો પાવે એસી નારી. સુડાચંચસી નાસીક બનીહે, દાંત બને ડાડમ કલીયાં; જુગ ઝંઘ અતી તન કોમલ, ચરન બને જેસી વનકદલી. નાજુક પુતલી કમર ઝપીલી, દશ આંગળીયાં મુગફલી; ચંદ્ર બદન મ્રગલોચન જેસી, અજબ બની રંભા પુત્રી. એસી અદામેં સબ જગુ મોહ્યા, સુન સુંદરપર બલીહારી; પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી.

જેણે પુરવ જન્મ કરોડો પુન્ય કર્યા હોય તેને જ એ નારી મળે નહી તો મળનાર નહી જેનું નાક સુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે, દાંત ડાડમની કળીઓ ને જેની ઝંઘા કહેતાં સાથળ કેળના થંભ જેવી છે ને પગ કોમળ વનની કદળી જેવા છે આંગળીઓ તો જાણે મગની ફળીઓ તે આંખોમાં તો જાણે સરવ જગત મોહી રહ્યું છે એવી સ્ત્રી પુરવ જન્મના સંસ્કાર વીના મળે નહી એવું સાંભળતાં સદેવંત કુંવર મહા મોહીત થઇ ગયો ને કહે છે કે વળી એનું બીજુ લક્ષણ બતાવો ત્યારે બારોટ કહે છે.

**કવીતા**—મુખ બન્યો મેહેતાબ સરીખો, દાંત જડે સબ સોનેરી; પુરવ પાનસો પેટ કહી જે, છાતી બની કાચી કેરી. કંઠ કોકીલ જેસો, મદન કેફને તુજ બેરી; ચાલ ચલે ગજરાજ સરીખી, સો કોઇ આશુક કરતે ફેરી. છુટે પસીના ભમર બાસ છે, લંબે બાલા નાગન કાલી; પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા વળી એનું રૂપ જેનું મોં મેહેતાબ કહેતાં સાતની

વખતે બપોરીઉ છુટે છે તેના જેવી શોભા આપે છે. દાંતો સોનાની રેખો જડી છે અને તેની ડોક કોઠીકળા એટલે મોરના જેવી તે અને તેનો સ્વર કોયલના જેવો છે. ચાલ ગજરાજ કહેતાં હાથી જેવી છે. લાંબા વાળ તો કાળી નાગણના જેવા છે. અને જ્યારે પરસેવો છુટે છે ત્યારે તેની બાસ લેવાને ભમરા તેની પાછળ આતુર થાય છે અને રાજા તારા જેવા સો આશક ફેરા ખાય છે માટે જો તારા નસીબમાં હોય તો તે તને મળે.

મીઠી જુબાસે જગ ભરમાયા, નેનમે મોહની મારે; લંપટ અનાકે લુટ લીએ જયું ચમક રહે ગગને તારે. જેસી આશક પર નજર દોડાવે, ને ઘડી પલકમેં ઘર મારે; ઉસ માયાસે કોઇ બચ્યા નહી, લંપટ રહે જગ સંસારે; હંસ મોર કીર કપોત કહીએ, જયું કોકીલસેં કીલકારી; પુરવ પુન્ય કીયે જેને કોટીક, સોપાવે એસી નારી.

હે રાજા તેની મીઠી જીભે કરી આખી દુનીયા મોહી રહી છે. અને તેની આંખમાં તો જાણું વશીકરણ પીધા ભરી છે અને તેના ઉપર નજર કરે તેને પાડ્યો જ છે તેની શોશોટી કોયલના જેવી છે. હે રાજા પુરવ જન્મના સંસ્કાર વીના એ સ્ત્રી મળે નહી તેમ તેમ રાજા માહા ગાંડો ને ઘેલો થઇ જાય છે. અને બારોટને કહે છે કે બારોટ વળી એનું વરણુન કરો એટલે બારોટ કહે છે.

સોળે શણુગાર બત્રીસ અલંકાર, ચોરાશી આસન જાણે, બત્રીસ કળા લક્ષણમાં પુરી, ચીત પદમનીકો નીશાને. કવીજન જોગ જુગતસેં કીનો, સમજેગો કોઇ તન સાને, રામ કૃપા હરી ઇચ્છા બીન, મીલે ન એસી દીલજાને. શામ પરેમગીર કહે સભામે, સુન સુંદરપર બલીહારી; પુરવ પુન્ય જેને કીયે કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા હરિની ઇચ્છા વિના કે હરી વીના બીજા કોઇને મળવી કઠણુ છે તારા નસીબમાં હોય તો મળે એવું રૂપ સાંભળતાં

સદેવંત રાજા મુરછા ખાઇ ભોંયપર પડયો બારોટ આસનાવાસના કરી બેઠો કરીને કહે છે કે હે રાજા અત્યારથી તમે આમ ભોંયમાં પડો છો તો નજરે જોશો ત્યારે તો શુંએ થશે રાજા કહે હું એને નજરે જોઇશ ત્યારે મારો જીવ ઠેકાણે આવશે માટે બારોટ મને બતાવો એવામાં ચાર વાગવા આવ્યા એટલે બારોટ અને રાજા અગાશી ઉપર ચડયા સાવળીંગા નિશાળમાં ચાર વાગ્યા એટલે પોતાની સોલસેં સાહેલીઓ લેઇ પોતે હંસની ચાલ ચાલતી આવે છે અને તેનુ મુખારવીંદ સુર્યના જેવું પ્રકાશ મારી રહ્યું છે તેથી તેને આવતી જોઇ બારોટ કહેછે

**દોહરો:**—સાવળીંગા ચાલી નિશાળથીને, વળી ઘર ભણીરે આવંત. મજરો કરેરે લાલ કવીરે, એનો ગુણ રાગે ગાવંત.

**સોહલો:**—ગુણ રાગે લાલો ગાવંત, સમજી લો મનને સજન; ગલીયુમે આવે એ નારી, લુટી જાશે નગરી સારી.

બારોટ કહે હે કુંવર તમે ઉતાવળા જઇ ગાંધી શેરીએ ઉભા રહો ત્યાં ત્યાં તમને તે મળશે સદેવંતે વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહીત થઇ સ્વવાયો સ્વવાયો ઘોડે બેશી ગાંધી શેરીએ ગયો.

**ચોપાઇ.**—રૂડે થકી કામની લાગ્યા નેનમેં, મુજરા ચલે હંસકી ચાલ; ગલેમેં પુલનકા ગજરા, સાવળીંગા રૂપસ્વરૂપ ઘર દીસાએ ચાલીયાં જેમ માન સરોવર માંહી હંસ ગતિ હાલીયાં.

સદેવંત રસ્તો રોકી ઉભોછે એટલામાં સાવળીંગા સોલસેં સાહેલીયો સાથે ચાલી આવે છે અને જે જે સાહેલીનાં ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઇ નવ નવ ડેરીએ ગરબા ગાવાને જવા સારૂ શોભીતા શણગાર પેરવા જાય છે એમ કરતાં સાવળીંગા પોતે એકલી ઘર ભણી ચાલી આવે છે તે સદેવંતનો ઘોડો ઉભેલો જોઇ અચકાઇને

વીચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તેથી સામા જવું નહી કારણ કે એ મહા તોફાની છે માટે કાંઇ આડો રસ્તો કાઢી ઘેર ચાલી જાઉં એમ ધારી ગાંધી ઉપર દુહો કહયો.

દોહરો.—ગાંધી કસ્તુરી જોઇને આપજેને, વળી ખોરી નહીરે ખવાય; કોક માણસ આડુ ઉભું રહયુંરે, તેના આડુ તે કેમ ઉતરાય.

એવુ સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યુ કે ગાંધીને ઘેરથી કસ્તુરી લઇને આવે છે પણ સાવળીંગાની કહેવાની મતલબ હતી કે રાજા તું કસ્તુરી ખોળવા આવ્યો છું તે તને રસ્તામાં નહી મળે એતો કોઇ એકાંત જગોએ મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલ ભણી ચાલી નીકળી ઘેર જઇ સોળે શણગાર ધારણ કરી વાળે વાળે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પહેરી કોઇ રંભાની માફક બણીઠણી નવ ડેરીએ ગરબા ગાવાને ચાલી સદેવંત ગાંધી શેરીએ ઉભો છે ને લાલબારોટ અગાશીમાં ઉભા ઉભા જુએ છે કે રાજા મુરખ જેવા છે તેતો નવ ડેરીએ ગઇ અને રાજા તેની વાટ જોઇ ત્યાં ઉભો છે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહે છે.

ચોપાઇ.—સદેવંત ઘોડીલો ખેલાવ, કે આવ મારી શેરીએ સોલસેં સાહેલીઓનો સાથ, રમે છે નવ ડેરીએ.

હે રાજા શું ઉભો રહયો છે પાછો આવ એતો નવ ડેરીએ ગઇ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને સાવળીંગા નવડેરીએ ગઇ એવી વાત સાંભળી ઘોડો છુટો મુકી ધસ્યો ધસ્યો નવડેરીએ જઇ ઉભો અને જુવે છે તો એક એકથી ચડીઆતી સોલસેં સાહેલીઓ દીઠી તેમાં સાવળીંગા કેઇ તે ઓળખાતી નથી તેથી પાછો નિરાશ થઇ બારોટની પાસે આવી કહે છે.

દોહરો—જેને સોળસો સાહેલીઓ સાથ, બારોટ કેમ જાણીએ;
કેઇ સાવળીંગા નાર, અમને તે ઓળખાવીએ.

હે બારોટ સોલસેં સાહેલીઓ એક રૂપ ત્યાં તો થઈ રહી છે તેમાં સાવળીંગા કેઇ તે મને ઓળખાવો ત્યારે બારોટ કહે કે હે રાજા તારા જેવો મુરખ કોણ કે પુછયા ગાછયા વગર ઘોડો છુટો મુકી નાઠો તે મારા ઘોડાની સાથે લડયો ને દોરડાં તોડી નાખ્યાં આવો તું બાઘા ચકવા જેવો કેમ થઇ ગયો છે સાવળીંગા તારી કીમત કરશે કે રાજા મુરખ જેવો છે માટે જરા શાણપણ આણીને તેની પાસે જા સદેવંત કહે ભાઇ એનું રૂપ જોઇ ગાંડો થઇ ગયો છું. તેથી મને કંઇ સુઝતું નથી બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખીને જા હું તને એંધાણ બતાવું છું તે યાદ રાખજે.

દોહરો.—ઘુઘરીઆળો જેનો ગોફણો, ને વળી સાલુડે કસબી કોર; કંઠે લાલ એક મણી ઝગકે, એના હૈડામાં ટહુકે જોને મોર

ચોપાઇ.—હૈડામાં ટહુકે જોને મોર, હાલેરે જેમ હાથણી; સાવળીંગા સમતોલ ન આવે, દુજી સાથની. સહુ આંખે અંજનને મેશ, એની આંખતો વણુ શરમે ભરી; સહુને શોભીત શણગાર, એને એક ટીલડી.

હે સદેવંત એની આંખો તો વણુ શરમે અંજાએલી છે તે બીજીઓને અંજન આંજવું પડે છે ને કપાળે ટીલડી ચોહોડેલી છે અને બીજીઓના સોળે શણગારોની બરાબર છે એવું એનું રૂપ છે તે એંધાણી લેઇ સદેવંત જલદીથી નવ ડેરીએ જઇ જ્યાં સોળસેં સાહેલીઓ ગાતી હતી તેની વચ્ચે જઇને ઉભો એટલે બધી સાહેલીઓ શરમાઇ આડુ ઓઢી એકઠી થઇ ગઇ અને સાવલીંગા હતી તે પોતે આડુ ઓઢી તેના સનમુખ આવી ઉભી રહી અને સદેવંતને કહે છે.

દોહરોઃ—સદેવંત કુંવર સુજાણ ઉભા કેમ શેરીએ; હું નકલંકી છું નાર, નેણાં કેમ ફેરીએ. દેખશે દુરીજન લોક, વિચાર કોઇ વાતમાં; આપણે સરખે સરખાં હોય, જાઓ સહુ સહુના સાથમાં.

હે રાજા તમે તમારા સાથમાં જાઓ, ને હું મારા સાથમાં જાઉં કોઇ આપણને દેખશે તો વાત કરશે માટે તમારે આવું કરવું ન ઘટે આ કાંઇ એકાંત જગા નથી ને પ્રીત તે કંઇ ઉઘાડી થતી હશે? આવાં મીઠાશનાં વચન સાંભળી સદેવંત માહા મોહીત થઇ ગયો ને કહે છે

દોહરો—નગર ઠઠા મુલતાન, ના દેખી એસી કામની; ગળે મોતનકો હાર, ઝબુકે છે દામની, અત્તર ભીનો છે કેશ, અખીયાં દોયે લાલહે; જો ઘર એસી નાર. સોઈ નર ન્યાલહે.

હે સાવલીંગા તારા જેવી રૂપવંતી સ્ત્રી જે પુરૂષને મળી હશે તે પુરૂષને ધન્ય છે સાવળીંગા સદેવંતનાં મીઠાશનાં વચન સાંભળી ઘણી મોહીત થઇ ગઇ ને કહે છે.

દોહરો.—કમર કટારી રાજા વાંકડીને, વળી તેને ઓઇએ શીરોઇ તરવાર; જો ઘર એસા સાજના, ને વળી ધન ધન તે નારી અવતાર.

હે રાજા તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તને જે નારી મળી હશે તેને ધન છે. અરસ પરસ મીઠાશનાં વચન સાંભળી સદેવંત કુંવર સાવળીંગાનો છેડો ઝાલીને કહે છે મને તું તારૂ મોહોડું દેખાડ ત્યારે સાવળીંગા સદેવંતને કહે છે.

દોહરો.—સદેવંત છેડો મારો મેલ, પાલવ રૂડો ફાટશે; ચુકીને દેઇશું ગાળ, લાખેણો રાજા લાજશે.

હે રાજા તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દઇશું તો તમારી લાખની આબરૂ તે કોડીની થશે તે સાંભળી પાલવ મુકી કાંડુ ઝાલ્યુ.

દોહરો—સદેવંત કાંડુ મારૂ મેલ, ચુડો મારો નંદશે;
મળશે માજન કેરાં લોક, ઘોકણે વાંસો ભાગશે.

હે સદેવંત મારી નાતના લોક દેખશે તો તને ને મને બંનેને

મારશે માટે મારૂં કોંડું મુક તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો.—સુણ સાવળીંગા સદેવંત કહેને, વળી મેલુ તે મનની લાજ; શીશ પડે ને મારૂં ધડ લડે, તોએ ગોરી ન મેલુ આજ.

હે સ્ત્રી મારૂં શીશ હેઠુ પડે તોએ હું તને મુકવાનો નથી માટે તારો ઘુંઘટ દુર કરી તારૂં મોં મને દેખાડ.

દોહરો—ઘુંઘટ મુખસેં દુર કરીદે, તને ઘુંઘટ નહિરે સોય;
કીયારે કુળની છે ગોરીયાં. ને વળી વાત છુપાવી ઘેર જાય.

હે રાણી મારાથી મોં છુપાવી શીદ જાય છે સાવળીંગા મોં દેખાડે પણ ખાવા જેવું થાય તેથી મોં દેખાડતી નથી પણ રાજાને સમજાવીને કહે છે.

આ ઘુંઘટડામાં કપટ ઘણુંને, રાજા ઘુંઘટ ખોલ્યો નવ જાય; જો મેં ખોલુ રાજા ઘુંઘટો, તો વળી મરે કે માંદોરે થાય.

હે સદેવંત તને મારૂં મોં બતાવું તો મરે અગર માંદો થાય ત્યારે સદેવંત કહે છે.

ચોપાઇ.—મેને ખાયા કેવળીઆ બછ નાગ, ધંતુરેસેં ક્યું મરૂં; મેને રમાડી કાલી નાગ, બીછુડેસે ક્યું ડરૂં.

હે સ્ત્રી મે કેવળીઓ વછનાગ ખાધો છે તો ધંતુરાથી કેમ ડરીશ અને વળી મેં કાળા નાગ રમાડ્યા છે તો વીછુડાથી કેમ ડરીશ તે સાંભળી સાવલીંગા બોલી.

ચોપાઇ—ઘુઘટડે કાળો નાગ, વીંછી ડંખ મારશે;
લાગશે નેણાં કેરાંબાણ, તમને તે કોણ ઉગારશે.

હે સદેવંત મારા નેણનાં બાણ વાગ્યાં તો કોઇ ઉગાર નથી. માટે તમે મારૂં મોં જોવું મુકી દો તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો.—સાપના કાટ્યા સઉ મરેને વળી વીછુડે તનમન હોય;
નારીનાં માર્યા નર મરે તો તારા કુળમાં ન જીવે બીજુ કોઇ

હે સ્ત્રી તું કહે છે કે મારી આંખો જોઇને મરી જશો તો તારા કુળમાં કોઈ જીવે નહિ માટે હે સ્ત્રી હવે રકઝક ન કરતાં મારા તપી ગયેલા આત્માને તુ ઠંડો પાડ એમ કહી રાજા કહે છે.

દોહરો—મુખથી પાલવ દુર કરો, ને ગોરી મુખ મુજને બતલાવ;
રાજાને તો સ્નેહ લાગ્યોરે, ગોરી નેણશું નેણ મીલાવ.

હે સ્ત્રી મને સ્નેહ થયો છે માટે મારા નેણની સાથે તારાં નેણ મીલાવ પછી સાવળીંગાએ સદેવંતનો ઘણો આગ્રહ જોઇ વીચાર્યું કે મોં જોયા વીના મુકનાર નથી માટે એને સમૈસ્યામાં કહી સમજાવું એમ વીચારી બોલી કે

ચોપાઇ.—હશે આંગમીએ વેદ, અંગુઠ જાણે આરશી; ક્યા જાણે દુરીજન લોક, અપન દોનુકી પારસી. નીશાળે આવજો રાજ, ચીત મન રૂડે ધરો; ત્યાં મળશે એકંત, વાલેરા વાતો કરો.

હે રાજા હું નિશાળે જાઉંછું ત્યાં ભણવા આવજો એટલે એકાંતે વાતો કરીશું. સદેવંત કહે હું તો નીશાળેથી ઉઠયો છું તે હવે ફરીને કેમ અવાય સાવળીંગાએ કહ્યું ગમે તેમ કરીને આવજો ત્યારે સદેવંત કહે એ તો ખરૂં પણ હાલ મને તારૂં મોહું બતાવ નહીતો રાત દીવસ તારી પાછળ ઝુરી ઝુરીને મરીશ તેવું સાંભળી સાવળીંગા બોલી એમ હોય તો લ્યો મોં બતાવું એમ કહી કહે છે

સોહલો.—ચાર ડગલાં મને કેડે દીએ, પછીથી નેણનાં રસ લીએ; ત્યારે વગોવશો મુજને આપ, ને થઈ રહેજો મોટાને બાપ.

હે રાજા મને ચાર ડગલાં આઘી જવાદો પછી તમને મોં બતાવું પણ તમે મને ફજેત ન કરશો એમ કહી ચાર ડગલાં આઘી જાઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખસેડયો અને જ્યાં રાજા સામુ જુવે છે એટલે જેમ આકાશમાંથી એકદમ ઝણઝણાટ કરતી વીજળી નીકળે અને એકાએક કોઇના જેવામાં આવે અને અંજાઇ જાય તે-

વીજ રીતે રાજા અંજાઇ મુરછા ખાઇ પૃથ્વી ઉપર પડયો ને સાવળીંગા દશેક ડગલાં ગઇ એટલે રાજા આંખ ઉઘાડી જુવે છે તો સાવલીંગા જતી દીઠી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે મને કયાં મળશે ને એનો મેળાપ ક્યાં થશે એવી શોચનામાં સદેવત કુંવર ગાંડા જેવો થઇ ગયો છે અને મુખથી સાવલીંગા સાવલીંગા કહેતો જાયછે.

સોહલો.—શેરીએ શેરીએ સાદજ કરે, દીલ દીવાનું થઇ રાજાનું ફરે; વેણુ કામણુ કરી ગઇ વેર, નિસ્યે મારે મરવું ખાઇને ઝેર

રાજા પોતે વીચાર કરતો કરતો રસ્તે ચાલ્યો જાય છે એટલે રસ્તામાં હજામ મલ્યો તેને ગોર મહારાજની હજામત કરવા જાય ત્યારે નીશાળે જઇ સાવલીંગાની ખબર લેતો આવજે એમ કહી ઘેર ગયો ત્યાં રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહી આવેલા તેથી ઉદાસ થઇ બેઠેલી છે તે કહે છે.

ચોપાઇ.—વેરી જાગ્યા વિદેશ, સજન થયા શેહેરમાં; રાજાજી તમારો જીવ, ફરે છે આજ લેહેરમાં. મુખથું મીઠા બોલ, કેમ નથી બોલતા; શાને કાજે શામ, ફરો છો ડોલતા.

હે રાજાજી ઉદાસ કેમ જણાવ છો ? રાજા કાંઇ ઉત્તર આપતા નથી અને એક કોરે ચૂપ બેસી રહ્યા છે હવે પેલો વાલીઓ ઘાંયજો નીશાળમાં ગયો ને ત્યાં મેહેતાજી ઉંઘી ગયા છે અને એક કોરે નીશાળીયા ભણે છે ને એક તરફ પડદે રહી છોકરીઓ ભણે છે તેથી સાવલીંગા જોવામાં આવતી નથી એટલે તાબોટા પાડી નિશાળમાં ગાવા મંડી ગયો ( સદેવંત નામ મારા વાલાજીરે, તેનું છે કામ મારા વાલાજીરે ) એવી રીતે કુદતો જાય છે ગાતો જાય છે સાવળીંગાએ સાંભળ્યું એટલે વાલીયાને પડદામાં પાસે બોલાવી કહે છે કે સદેવંતની શી ખબર છે ? ત્યારે વાલીયો કે બાઇ તારી ચિંતામાં મરે છે ને ઘેલો ફરે છે સાવળીંગા કહે તું જરા મારા નખ લેતો જા એમ કહી

હાથ બાર ક્હાડે છે. એટલામાં તો વાલીયાની આંખે અંધારાં આ-વ્યાં ને ચક્કર ખાઇને ભોંય ઉપર પડયો ને શુદ્ધી આવી એટલે ઉઠીને સાવળીંગાના નખ ઉતારી લેઇ રાજા પાસે આવ્યો એટલે પાટમદે પડ-દામાં ગયા પછી વાલીયાને રાજા પુછે છે.

સોહલો.--એટલામાં આવ્યો વાલીઓ રાત, કુંવર પુછેછે તેને વાત; સુતાંરે સુખ નથી ને વળી બેઠાં નથી સુખ, વાલીએ આવી દેખાડયા જુવોને નખ.

વાલીઆએ હાથેલી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે રાજા મોહીત થઇ કહે છે કે આ હીરાકણીઓ કયાંથી લાવ્યો અને તેં એની કીમત શી આપી ? ( હવે એ વાત રાણી પદમદે પડદામાં બેઠાં બધી સાંભળે છે ) એટલે વાલીઓ બોલ્યો મહારાજ આ હીરા-કણીઓ નથી એતો સાવળીગાના નખ છે રાજા કહે એના આવા રૂડા નખ ? તો હવે એ મને મળે તોજ અન પાણી લેવું નહિ તો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો રાજા કહે છે.

ચોપાઇ:—જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે;
કુડને કપટ કાંઇ, હઇએ નવ રાખજે.

વાલીઓ કહે છે.

સોહલો:—મેં એવી નથી દીઠી નારી, એને હું તો કરૂં નમરી સારી;
તમને કહું છું સાચી વાત, પણ જોએ વાગે મોહનાં બાણ

દોહરો:—કર ઝાલીને નખ કાપતાંરે, મારૂં હઇ યું તે ન રહયું ઠેર;
જાણે ઝબુકે રાજા વીજળીને, જેમ ઇંદ્રઘટામાં ઘનઘોર.

ચોપાઇ:—ઇંદ્રઘટામાં ઘનઘોર ઝબુકે જેમ વીજળી;

એક દીઠી અલબેલ, મુખેરે અતિ ભોળી.
નિશાળે દીઠીરે એને નાર, એવી નથી તારા રાજમાં;
ઘડી એક બેઠી તારે પાસ, મેતો દીઠી લાજમાં

હે રાજા મેતો પડદામાં દીઠી હતી પણ એના નખ લેતાં હાથ જોયા એટલે હું તો ભોંયમાંજ ગોથું ખાઇ ગયો તે બે ઘડીએ શુદ્ધિ આવી એવું સાંભળી સદેવંત કુંવર ચીતભરમ થઇને ઘોડાની ઘોડારમાં ચાલ્યા. ( કહેવત છે કે રાજાના કુંવર રીસાય ત્યારે ઘોડાની ઘોડારમાં જઇ સુવે ) રાજા ઘોડાની ઘોડારમાં ગયા એટલે રાણી પુછે છે કે વાલીયા હું રાજને ક્યારની બોલાવતી હતી પણ મારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો એટલે તારી સાથે હસી ખુશીને વાતે વળ્યા તેનું કારણ શું ? વાલીયો કહે બાઇસાહેબ મારૂ નામ ન દો તો હું તમને કહું પેલી વાણીઆણ આપણા રાજાએ રાખી છે એ સાંભળી રાણીને પોતાના મનમાં ક્રોધ ચડયો ને નક્કી કર્યું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વાસ્તે મારે અહીંયાં રહી શું કરવું છે હુંએ મારે પીયેર જઇશ એમ ધારી રાણી રીસાયાં. હવે સદેવંત કુંવર ઘોડાની ઘોડારમાં છે પછી રાજા લાલાબારોટને લેઇ ઘોડારમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુંવર પોતે સુતા છે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયો છે તને કોઇએ આંખ દેખાડી હોય તો તેની આંખ ફોડૂ કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ કાપું. કોઇએ આંગળી દેખાડી હોય તો તેનો હાથ કાપું. મારા બેઠાં તને કહેનાર કોણ છે. ? ત્યારે સદેવંત પોતે મનમાં વિચાર કરે છે.

ચોપાઈઃ—સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વિચારજ ધરે;
કહું જો મારી પેર, પીતા મારા શું કરે.
મારા પીતાને કહું તો ખરો, એમ ધારી પિતાને કહે છે.
ચોપાઇ—મારે જવું છે જોને આજ, ભણવાને કારણે;

માનો ને મારા તાત, નિશાળીઆ લાવો આસ્જે.

હે પીતા મારે ભણુવા જવું છે માટે નીશાળીઆને બોલાવો.

સોહુલો:—રાજા કહે છે કુંવરને વાત, સજ્યવળામાં બેઠા કરો તમે કાજ;
વારે વારે કુંવર ભણુવું ન હોય, માટે મનમાં વિચારી જોય.

હે સદેવંત કુંવર હમણાં તો તું ભણીગણી બત્રીસ લક્ષણો થયો છે ને પાછો કહે છે કે મારે નીશાળે જવું છે એ તે શું ? હવે તો તારે રાજકાજ કરવાનો વખત છે કે રમવાની વખત છે આવાં વચન સાંભળી કુંવર કહે છે.

ચોપાઈ:—સદેવંત કુંવર સુજાણુ, આવી ઉભા બારણે;
મનમાં છે મોટી હામ, ભણુવાને કારણે.
ગોરને તેડાવોને આજ, પીતા માનો મારી વાતડી;
નહીં તો જોજો કાલ, કરૂં હું દેહની ઘાતડી.

હે પીતા તમે ભણુવા નહિ મોકલો તો હું મારા દેહની ઘાત કરીશ એ સાંભળી રાજા મહા ચીંતાવાન થઇ લાલાબારોટને કહે છે કે આને હું શું કરૂં આ તો કહે છે મારે ભણુવું છે ને મારે તો એને ગાદીએ બેસાડવો છે બારોટ કહે હોય. સ્ત્રી હઠ બાળ હઠ રાજા હઠ જોગી હઠ એ હઠ પુરી કરવી નહી તો એ કાંઇ ઝેરઝેર ખાઇ મરશે પછી રાજા કુંવરને કહે છે.

સોહુલો:—રાજા કહે છે કુંવરને વાત, ના કરવી તારે દેહની ઘાત;
માની છે તારી મેં બધી વાત, નિશ્ચે ભણુવા જાઓ પ્રભાત.

હે કુંવર સુખેથી નીશાળે જજો કુંવર કહે ના હાલ તમે મેહેતાને બોલાવો પછી રાજાએ તરત મેહેતાને તેડવા મોકલ્યું. હવે રાજા પોતે કુંવરને જમાડી લાલાબારોટને તેડી રાજદરબારમાં ગયા એટલે ગોર રાજસભામાં આવ્યા રાજા કહે કુંવરને નિશાળે ભણુવા મુકવો છે માટે તમે મુહુરત જુઓ ગોરે વિચાર કર્યો કે ભણીગણીને તો

હમણાં ઉઠયો છે ફરી નિશાળે કેમ આવતો હશે મને લાગે છે કે કાલે ધાંધલ્જે સાવળીંગાના નખ લેઇ ગયો જેથી કાંઇ એમને લટપટ થઇ છે ખરી માટે નીશાળમાં આવે ને સાવળીંગાનો બાપ જાણે તો મારે જીવવાની આશા રહે નહિ માટે હું એવું મુહુરત આપું કે એમનો મેળાપ થાય નહિ કેમકે સાવળીંગાને હવે પરણવાનું છે માટે એ સાસરે જાય ત્યાર પછી સદેવંતને મહુરત આપું તો પછી મને કાંઇ હરકત થાય નહિ એમ ધારી મેહેતાએ કહ્યું કે મહારાજ હમણાં પાંચ સાત દીવસ મુહુરત આવતું નથી કારણકે વચ્ચે વ્યતીત વઇધરપને પંચક બેસે છે માટે સાત દીવસ પછી બેસાડજો રાજાએ કહ્યું સારૂ ત્યારે આવશે પછી ગોર પોતાને ઘેર ગયા હવે સદેવંત કુંવરને રીસ તો ચડી પણ શું કરે ત્યાં સભામાં કાંઇ કહેવાય નહિ માટે પોતાને મેહેલે જઇ જમાલખાં ને કમાલખાં બે સીપાઇ હતા તેમને કહ્યું કે તુમ અભી જાકે ગોરકુ જલદી બોલાવી લાવ એમ કહેતાં જ સીપાઈ ઉઠીને મહેતાને ઘેર ગયાને કહ્યું કે કુવર તમને બોલાવે છે માટે અભીને અભી ચલો. પછી ગોરને તેમની સ્રીએ કહ્યું કે હમણાં તમે ગયા હતા ને પાછા કુંવરે કેમ તેડાવ્યા ? મહેતાએ કહ્યું એતો કુંવરનું તેડું નથી પણ એતો જમડાનું તેડું આવ્યું છે. ગોરણી કહે એમ કેમ બોલો છો ? ગોર કહે હું મુરત મોડું આપી આવ્યો છું તેમાં ગોરાણી કહે કે જાવને હવે તે કહે તેમ કરજો નહી તો પાછા ઘેર જીવતા આવવા દેશે નહી. ગોર કહે એ વાત તો ખરી પણ ત્યાં જતાં મારો પગ ઉપડતો નથી તે શું કરૂં પછી ગોર જેમ તેમ કરી લુગડા પહેરી કુંવરને મોહોલે આવ્યા કુંવર આંખો લાલચોળ કરી ક્રોધમાં બેઠા છે તેમણે કેડમાંથી કટાર ખેંચી ને કહ્યું કે મુહુરત અત્યારે છે કે નહિ ? નહિતો પેટમાં કટાર મારૂંછું કટારને જોઇ ગોર થરથર ધ્રુજેછે કે આ નકી મારશે ગોર કહે એ કટાર તમે મેણુમાં ઘાલો ને હું તમારા પીતાને હમણાં જઇ કહુંછું એમ કહી ગોર રાજા પાસે

જઇ કહે છે સાહેબ મને અફીણની લહેરમાં ખબર ન રહી તેથી હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો પણ ઘેર જઇ તપાસ્યું તો આજનું ચોઘડીયું એવું તો ઠીક છે કે ન પુછો વાત રાજા કહે એમ હોય તો વરઘોડો ચડાવી અત્યારે નીશાળગરણું કરીએ પછી ગોર નીશાળે ગયા અને રાજા વરઘોડો ચડાવી ધામધુમથી નીશાળે જાય છે ચઉટામાં લોકની ઠઠ જોવા મળી છે નીશાળમાં રહી સાવળીંગા પણ વરઘોડો આવતો જુવે છે ને મેહેતાને કહે છે.

દોહરો:—હલકે મેદની જોવા મળીને, વળી જુવે નાનેરાં બાળ
સોના શ્રીફળ હાથે ધરીને, ઠાકરો ચાલ્યા આવેરે નિશાળ.
ઢોલનગારાં વાગીયાંને, મેતા સરણાઇઓ પુરે સાદ,
માનોનેરે મેતા તમારી નિશાળે સદેવંત ભણવા આવે આજ

હે મહેતા તમારી નીશાળે કોઇ રાજના કુંવર જેવું ભણવાને આવે છે તેના વગર આટલી ધામધુમ હોય નહી હવે સદેવંતના બાપે મહેતાને કહ્યું.

દોહરો—ગોર તે મારા ગોરજીને તમને લળી લળી લાગુ પાય;
સદેવંત કુંવર સુલક્ષણારે, તેને ભાવે તે વિદ્યા ભણાવ.

હે ગોર હવે કુંવર ભુલી ન જાય તેમ કરજયો મહેતા કહે સારૂ હવે ગોર અફીણની લહેરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું સુઇ રહુંછું. ને તું સોટી લેઇ છોકરાઓને ભણાવ. એમ કહી ગોર ઉઠી ગયા હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓસીકુ દેઇ બેઠા છે ને છોકરાને ભણાવવા માંડયાં સાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોડીઓને ભણાવતી હતી તે જ પડદા પાસે આવી વીચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર ભાવ લખી પડદા તળે ખસેડી મુકી એટલે સદેવંત પાટી લઇને ભાવ વાંચે છે.

સરસ્વતી માતાને વિનવુંને, વળી ગણુપત લાગુ પાય;

પાટીયું લખીએ પ્રીતશુંને, વળી વાંચી સંભળાવો તમે રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ તે પાટીયામાં અક્ષ લખી પડદા તળે પાટી ખસેડી મુકી.

માતા સરસ્વતીને વીનવુંને, હું તો કથન ન જાણું કાંઇ;
પેહેલીરે પ્રીત સદેવંતશુંરે જ્યારે મળીયાંતાં નેણુરે નેણ.

હે સાવળીંગા હું તો કથન કે કેણુ કાંઇ જાણતો નથી, પણ નવ-ડેરીએ જે દીવસે મળી તે દીવસથી પ્રીત જાણું છું તે ધાવ વાંચી સાવળીંગા ઘણી ખુશી થઇ હવે સદેવંતે વિચારયું કે મહેતા જાણુશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં સાવળીંગાએ પાટી લખી પાછી ખસેડી મુકી

સોહલો:—નીચે નેણે નહી મેલુ કાઢી, બેસો બેસો મારી છાતી ટાઢી;
જો ગોર આપણુ કરશે રીશ, તો સોંપીશ પહેલું વાઢી મારૂં શીશ

હે સદેવંત તમે કેમ બીઓ છો જરા નીચે નેણુ રાખી બેસો તો કાઢી નહી મુકું ને જો આપણો ગોર રીસ કરશે તો હું મારૂં શીશ તેને પહેલું વાઢી આપીશ આવું સાંભળી સદેવંતને હીંમત આવી તેથી પોતે પાછી પાટી લખી.

ભણુગણુતર જાણું ભેદ, વાંચું છું પણ નથી વિવેક;
ગોર આપણો રીસાળવો છે, તે રખે મને કડવું વચન જ કહે.

તું મને બેસારે છે તો ખરી પણ ગોર ઠપકો દેશે તે સાંભળી સાવળીંગા પાછી પાટી લખી આપે છે.

સાવળીંગાના અક્ષર ચાર, ગોર વખાણે વારંવાર;
મનમાં ફડક લગારે ન ધરો, પાટીયું ભરી તે કોરી કરો.

તમે લગારે ફીકર રાખશો નહી. ત્યારે સદેવંત કહે કે તારો ને મારો મેળાપ થાય. આતો જેમ સ્વપ્નામાં જોઇએ ને જાગીએ એટલે કાંઇ નહી એવું છે માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર એટલે

સાવળીંગા કહે આજનો તો દહાડો ગયો પણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજાણી આપો પછી ગોર સીધાં લેવા જશે એટલે તમે નીશાળીયાને કાઢી મુકજો અને હું છોડીઓને કાઢી મુકીશ એટલે આપણે એકઠાં થઇશું એવું સાંભળી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દહાડે ગોરને કહ્યું કે આજ ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાં જજો. ગોર કહે નિશાળ મુકીને કેમ જવાય? સદેવંત કહે કોઠારી તમારા વગર સીધાં કોઇને નહી આપે, માટે તમે પંડે જશો તો સીધાં મળશે પછી ગોર સીધાં લેવા ગયા પછી સદેવંતે છોકરાને કહાડી મેલ્યાં અને સાવળીંગાએ છોડીઓને મારી કાઢી અને પડદા બડદા ફાડીને ઉઘાડું કર્યું હવે મહેતા આવશે તો શું જવાબ દેઇશું? પેલો કાણીયો ગોરને તેડવા ગયો છે તે હમણાં બોલાવી લાવશે સદેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને સાવળીંગા બે જણ બેઠાં વાતો કરે છે.

**દોહરો**—નેણુ પદારથ નેણુ રસ, વળી નેણશું નેણુ મીલંત;
અજાણ્યા શું પ્રીતડીરે, એતો પ્રથમ નેણુરે કરંત.

હે સાવળીંગા અજાણ્યા માણસથી પહેલા પ્રીત આંખે જોયાથી થાય છે તે સાંભળી સાવળીંગા કહે છે.

નેણુ પદારથ નેણુ રસ, ને વળી જે કરી જાણે કોય;
જેવો મીઠો મેવો વેણુનોરે, વળી નેણુ તે કદીયે ન હોય.

હે સદેવંત કુંવર એકલી આંખો તે શું કરે પણ જો સારી રસ ભરેલી બોલી આવતી હોય તો તે કરે એવું નેણુથી થાય નહી તે સાંભળી સદેવંત કહે છે.

ફટ નેણાં ફટ પાપીયાં, તને હજુએ ધરપત નહિ;
નારીને મન નેડો નહિને, પછી લાલચ ત્યાં શું રહી.

સદેવંત બોલ્યો હે નેણુ પાપી ચંડાળ તને હજુ ધરપત વળતી નથી અને મનને તો કશુએ નથી તો તું શીદને લાલચ રાખે છે તે

સાંભળી સાવળીંગા બોલી.

નેણુ અમારાં લાલચુ ને, રાજા ભલી આવે ટળી ટળી જાય;
દેખી ચંગા માંડવાને, એતો ફોકટની ભીખારીરે થાય.

સાવળીંગા બોલી હે રાજા અમે તો અમારાં નેણુને ઘણુંએ વારીએ છીએ પણ રૂડા માંડવા ( જવાન માણસ ) ને જોઇને ભીખારી થાય છે તે સાંભળી સદેવંત કહે છે.

અમે નેણુંને વારીએ, ને વળી રાખીએ ઠીકાઠીક;
દેખી ચંગા મોરીઆરે, જેમ માગી ન મળે ભીખ.

હે સ્ત્રી જેમ તું વારી રાખે છે તેમ હું પણ વારી વારી રાખું છું પણ સારી સ્ત્રી જોઈ ભીખ માગે ન મળે તેવી રીતે લાલચુ થાય છે. તે સાંભળી સાવળીંગા કહે છે.

કાંક નેણુ તમે વારજોને, રાજા હઇડું તે રાખો જોને હાથ;
ચંચળ નેણાં એતો શ્વાન ગતી, ને રાજા નફ્ટ ભીખારીની જાત.

હે રાજા તમારી આંખો કુતરા અને ભીખારીની માફક કેમ લટકે છે ? તે સાંભળી રાજાને રીસ ચઢી અને કહે છે કે તેં મને કુતરા ને ભીખારીની માફક ગણ્યો તે સાંભળી સાવળીંગા કહે છે.

પગ ઉપર પાટી ધરીને, રાજા ઉપર મેલ્લું જોને શીશ;
ગોર આપણા આવશે તો રાજા, ઉલટી કરશે રીશ.

તમે આ ઉંધુ માથુ ઘાલીને બેઠા છો ને ગોર આવશે તો ખીજશે સદેવંત બોલ્યો.

કુલ બડે કામની તણા, તે વળી ઉંચ નીચ ઘર જોને જાય;
અમે નેણુંને વારીએરે, મારી આંખો અખજ ખાય.

હું તો ઘણુંએ મારાં નેણુંને વારૂં છું પણ મારી આંખો અખજ ખાય છે સાવળીંગા પછી આવાં રોષ ભરેલાં સદેવંતનાં વચન સાંભળી નમી જઇ કહે છે.

સુણ સાવળીંગા સદેવંત કહે, ને વળી મેલી તે મનનાં માન,
ઝેર ખાઇને હુંએ મરતતો, મારો પીતા લાજત શાલીવાહન.

હે સ્ત્રી તારા મનમાં તો કશુંએ નથી પણ હું તો તારે વાસ્તે મરત તો મારો પીતા લાજત.

નારીને માટે કીયા નર મુવા, ને રાજા તમે કરો છો પડેલ;
પ્રીત કરીને પાછા ખસેરે, એતો ખેલાડુના નહી ખેલ.

ચોપાઇ:—ખેલાડુના ખેલ, નેણાં રસ વેરતાં;
મુખશે મીઠા બોલ, રહેજો તમે બોલતાં.

નારીને સારૂ એવા કેટલા નર મુઆ છે તે મને બતાવો નહીતો તમે મરી રસ્તો કાઢવાના હતા કે શું ? પણ જે પ્રીત કરી પાછો હઠે એ માણુસ ન જાણવો માટે તમે મારી સાથે હસી ખુશીને બોલો સદેવંત બોલ્યો.

પદમણી તારાં વેણુ, રૂદેમાં પરવરે;
બાણાવળીનાં છુટયાં બાણ, તેતો પાછાં કેમ ફરે.

ઓ સાવળીંગા તારાં જે વેણુ તે મારા હૃદયમાં સોંસરાં ચાલ્યાં જાય જેમ બાણાવળીનું બાણુ પાછું ન ફરે તેમ તને છોડનાર નથી તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો:—પ્રિત અગોચર કીજીએરે, રાજા મારૂં કહ્યું તુંતો માન;
કોઇને મત સંભળાવીએરે, રાજા એકથી બીજે કાન.

રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એક કાનથી બીજે કાન જાય એમ કરવી નહી ત્યારે રાજા કહે મેં કોને કાને સંભળાવી એ બતાવ ત્યારે સાવળીંગા કહે કે જુવો એક લાલાબારોટે, બીજી ભાલીઆ હજામે તથા ત્રીજી પાટગઢે રાણીએ અને થોડી ઘણી મહેતા પણ જાણે છે. માટે કાંઇ સમજણ રાખો પછી રાજા ઉભા થાવ છે કે સ મહા કામાતુર થઇ સદેવંતની ધોતીની પાટલી તાણી ખેંચે છે કે

હવે ક્યાં જાઓ છો એટલે સદેવંત થરથર ધ્રુજવા લાગ્યો કારણ કે એણે કોઇ દીવસ કોઇની સાથે પ્રીતિ કરેલી નહી તથા આ પહેલવહેલી થઇ તેથી દહેસત લાગી. હવે કાંણીએ ગોરને શોધી કહાડયા પછી કહ્યું કે મહારાજ સદેવંતે તો પડદાબડદા ફાડી નાખ્યા એવું સાંભળી ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા ત્યાં સદેવંતને સાવળીંગા ઝાલી રહી છે તે જોઇ કહે છે.

દોહરો—પકડીયા કામનીએ છેડલારે, રાજા થર થર થર થર થાય,
એવે સમયે ગોરજી આવીઆરે, એનો તંબુ તણી માંય.

ચોપાઇ—તંબુ તણીરે માંય, સદેવંત શુ કરે,
લોકડીયાંની લાજ, હઇયામાં નવ ધરે.

ગોર ત્યાં આવી સદેવંતને કહે છે કે તું કોઈની શરમ રાખતો નથી મારીને પડદાબડદા ફાડી નાખ્યા છે છોકરાને મારીને કહાડી મુકયા માટે હું તો જઇને તમારા પિતાને કહીશ મારે હવે નિશાળ ભણાવવી નથી એવી ધમકીનો અવાજ સાંભળી શરમાઇને નીચું જોઈ નીશાળની બહાર ચાલી નીકળ્યા પછી ગોર સાવળીંગાને કહે છે કે બધી નીશાળ બગાડી તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—ઘરરે ધ્રુમ્યાંને છાપરાં વાલીયાંરે, કંઇ ખોલડાં તે ખડખડ થાય;
વા ને વંટોળીયો આવીયો, તે ગોર પડદા ઉડીરે ઉડી જાય.

હે ગોર વા ને વંટોળીઓ ચઢયો ને મારીને છાપરાનાં નેવાં ખખડવા લાગ્યાં ને પડદા છુટીને એની મેળે ઉડયા.

ચોપાઇ:—શીખ દોને ગોર ઘર દીશાએ ચાલીએ,
રૂડાં વધામણાં કોય પીતાજીને આલીયે,
એમ કહીને નાર ઘર ભણી ચાલીયાં,
મળીયા સદેવંતરાય મુખે મુખ ભાળીઆં.

રજા લેઇ સાવળીંગા બહાર નીકળી એટલે સદેવંતને કહે છે કે

જુઓ આવો દીવસ આવ્યો અકારત ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહે છે કે મારાથી તો કાલે નિશાળે નહિ અવાય આપણું કામ પેલા કાણીઆએ બગાડ્યું હવે કેમ કરીશું? સાવળીંગા બોલી ગોરે ડુંગર વાવી છે માટે બધા છોકરાને અને છોડીઓને એક દીવસ ટોવા મોકલે છે પણ તમે નથી ગયા અને હુંએ નથી ગઇ માટે જઇને કહો કે કાલે તમારી વાડીએ અમો હુડા ટોવા જઇશું ને હું તે ભાત આપવા આવીશ તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યું કે તમારી વાડીએ જવાનો વારો અમને નહી આપો. બધાને આપો છોને ત્યારે ગોર બોલ્યા તમે રાજા છો ત્યારે સદેવંત કહે ઘેર રાજા પણ અહીં તો નિશાળીઆ ત્યારે ગોર બોલ્યા કાલે તમે જજો સદેવંત કહે મારૂં ભાત આપવા સાવળીંગાને મોકલજો ભાઇ આવશે તો મોકલીશ પછી સદેવંત ત્યાંથી ઘેર ગયો અને ગોર પોતાને ઘેર ગયા પણ ખાવું પીવું સુઝતું નથી ને ઉદાસ થઇને બેઠા છે ત્યારે ગોરાણીએ કહ્યું કે તમે આજ ઉદાસ કેમ છો? ગોર કહે રાજાનો કુંવર વાડીએ જવાનો છે ને તેને ભાત આપવા સાવળીંગાને મોકલવાની છે ને એ ન જાય તો પછી જીવવાનું ઠેકાણું નથી ગોરાણી કહે એમાં તે શું છે મારી પાસે મોકલજો એટલે હું સમજાવીને મોકલીશ બીજે દીવસે સદેવંતે પાટમદેનો પાથરવાનો રત્નજડીત ઓછાડ હતો તે છાનોમાનો લેઇ બચકીમાં બાંધ્યો તે પાટમદેએ દીઠો એટલે સદેવંતને કહે છે.

દીવસ ચડ્યો પહોર, બચકા કયાં બાંધીઆ;
પાટમદેના ઓછાડ તે, કોને કાજે ચોરીયા.
એ વરણાગી આજ, કોને તમે દેખાડશો;
સાચું કહોને મારા શામ, પાછા ક્યારે ઘેર આવશો.

કે મહારાજ આ વરણાગી આજ તમે કોને દેખાડશો ને તમે

ઘેર ક્યારે આવશો પણ રાજા કાંઈ ઉત્તર આપ્યા વગર ગોરની વા-
ડીએ ગયા ત્યાં એક ચંપાના ઝાડ નીચે રત્નજડીત ઓછાડ પાથરીને
સુતા ભોંયમાં કાંકરા હતા તેથી ખુંચ્યા તેથી પોતાની તરવાર વતે
કાચી ડાંગર વાઢી અને તેનો ચોતરો કરી તે પર ઓછાડ પાથરીને
સુત્તા ને સાવળીંગાની વાટ જુવે છે ઝાડ ઉપર તમામ પક્ષીઓ પોતે
આમ, જામ, સીતાફળ લીંબુ, નારંગી, બોર, ખજુર, દ્રાક્ષ, પપનસ
એ સર્વે ફળફળાદી કાચી ખાઇને નાખે છે પણ કોઇ ઉડાડતું નથી
સાવળીંગા નીશાળે ગઇ એટલે ગોરે કહ્યું કે તને ગોરાણી બોલાવે છે
સાવળીંગા કહે શું કામ છે ગોર કહે કંઇ કામ હશે સાવળીંગાએ કહ્યું
હું તો કાંઇ જતી નથી પછી ગોરે ઘણું કહી ગોરાણી પાસે મોકલી
ત્યાં ગોરાણીએ કહ્યું કે આજ રાજાના કુંવર સદેવંત વાડીએ ગયા
છે અને તું કોઇ દીવસે વાડીએ ગઇ નથી તેથી આજ ભાત લેઇને
જા સાવળીંગા કહે મેં તો વાડી દીઠી નથી ને હું તો કાંઇ જતી
નથી ગોરાણી કહે ગરજ હોય તો પુછતાં પુછતાં લંકામાં જઇએ
સાવળીંગાના મનમાં જવાનું તો હતું ને ગોરાણીએ ઘણું કહ્યું ત્યારે
કહે લાવો જઇએ પછી ગોરાણીએ બે લાડવા હતા તે રૂમાલમાં વીંટીને
આપ્યા તે લેઇ સાવળીંગા ચાલી તે રસ્તે જતાં વિચાર કરે છે કે
મારા રાજા આ લાડવા ખાય ? એમને વાસ્તે તો બત્રીસ ભાતની
રસોઇ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની
ઝારીમાં ચોખ્ખું નીર ભરી સોળે શણગાર પહેરી જઇને જમાડીશ
એમ કહી એક કુતરો આવ્યો તેને લાડવા ખવરાવી દીધા અને પોતે
ત્યાંથી પોતાના રંગમેહેલમાં એકાંત વાસ ઉપર આવી અને રસોઇ
કરવા સારૂ નાહી ધોઇ સાવળીંગા બેઠી પોતે નાના પ્રકારનાં પકવાન,
શીરો, કંસાર, દુધપાક, આરીયાં, ગલકાં, કોળુ, ગવાર, મગ, ચોળા-
ની શીંગો, રતાળુ, સુરણ, ડોડી, વંતાક, વાલોળો વિગેરે નાના પ્રકા-

નાં શાક વઘાર્યાં અને વળી કેળાં, અકવી, કોળુ ઇત્યાદિ ભાતભાતનાં ભજીયાં બનાવ્યાં એ રીતે ઘણી સુંદર રસોઇ મરી મીઠું વગેરે મશાલો નાખીને તઈયાર કરી પોતે શણગાર સજવા દાસીને બોલાવે છે દાસીએ એક રાવતની સાથે માયા કરી હતી પણ ચાર દીવસથી તેની પાસે ગઇ નહોતી તેથી હમણાં મારી બાઇ કામમાં છે માટે જઇ આવું એમ ધારી તેની પાસે ગઇ ત્યારે પેલા રાવતને ચાર દીવસથી આવી નહોતી તેથી ક્રોધ ચડયો ને તેને પાંચ સાત ચાબખા લગાવી દીધા ને કહ્યું કે રાંડ ચાર દીવસથી કયાં ગઇ હતી દાસી કહે મહારાજ કામમાં ભરાઇ હતી. તેથી અવાયું નથી તે રીસાઇને બેઠો ને દાસી પણ રીસાઇને કોરે બેઠી હવે રાવત મનાય ત્યારે સાવળીંગા પાસે દાસીથી જવાય અને સાવળીંગા રસોઇ કરી શણગાર સજે છે અને દાસીને ધાંટો કહાડે છે પણ ત્યાં કોણ હોય તે બોલે પછી પોતાને હાથે મજુસ ઉઘાડી શણગાર સજવા માંડયા ને મનમાં દાસીને ગાળો ભાંડે છે હવે તમામ રસોઇ સોનાના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી થાળ ભરી કોરે મુક્યો છે અને પોતે અંગે સોળે શણગાર સજે છે એવામાં એક લાકડાનો કડકો ચુલામાં સળગતો રહી જવાથી તેની ધુણી જોઇ તેની ભોજાઇ ચોકમાં બેઠી હશે તે રંગમેહેલમાં આવીને કહે છે.

શેઠ મોહોટા શાહુકાર, પીયા ઘેર પીયારે;
નર વિનાની નાર, તું આવડો બનાવ કેમ કરે.
દેખશે દુરીજન લોક, વીચારે વાતમાં;
આપણે ઉત્તમ જાત, હળવાં પડીએ નાતમાં.

હે બાઇ આપણે મોટાનાં છોરૂ થઇને આવાં તોફાન ના કરીએ સાવળીંગા મહા કોપાયમાન થઇને ભોજાઇને કહે છે.

મેં માનીતી કોઇ સદા શીવની માનતા,

સજુ છું સોળ શણગાર અંગ પર શોભતા;
પ્રથમ પુછ્યું જઇને મારી માતને,
પછી કહી દઇશું અમારા ભ્રાતને.

હે રાંડ હું મારી માને કહી પહેરૂં છું હવે જો કહીશ તો તારા માંટીને કહીશ તે સાંભળી ભોજાઇ કહે નફી એના ભાઇને કહીને માર ખવરાવશે માટે સાવળીંગાને સારૂ લગાડવા વાસ્તે સમજાવીને કહે છે.

બાઇ મેં હસીને કીધો ખ્યાલ, એના નવ આણુશો ઓરતા;
તમે સજો સોળ શણગાર, પેહેરો અંગ શોભતા.

હે બાઇ હુતો હસ્તાં હસ્તાં કહેતી હતી એટલામાં તમે આટલી બધી રીસ શું કરવા કરો છો પછી ભોજાઇ કહે છે કે હું જ્યારે નમુ છું ત્યારે ઉંચે જઈ બેસે છે એના ભાઇને કહી શું કરશે.

કહ્યા માટે શુંય, કહેશો તમારા ભ્રાતને;
પુજવાને કુળ હોય તો તેડાવો રૂડા સાથને.

હે બાઇ માનતા માની હોય તો સાહેલીઓને તેડી વાજતે ગાજતે જાઓ ને એકલાં શું કરવા જાઓ છો એટલું કહી પોતે નીચે જઇ બેઠી સાવળીંગાને ભાભીનાં વચન બાણ જેવાં લાગ્યાં હવે ભોજાઇ અને દાસીને ગાળો ભાંડતી જાય છે, ને શણગાર પેહેરતી જાય છે.

**દોહરો**—કડાં સાંકળાં અણુવટ વીંછવાં, ને વળી ઝાંઝરનો ઝમકાર; બાજુબંધ બેરખી ચીપ ચુડલાને વળી નવસેરો મોતીનો હાર.

**ચોપાઇ**—હેમ જડયા હાર, મોતી જાણે મેડીયાં;
કેસર ચંદન લાટ, હળવે તે તાણીયાં.
સેંથો ભર્યો અનુપ, ગજ મોતનકી રાખડી;
બોલે ચંગારે વેન, ફુલા કેરી પાંખડી.
આંખીમે કજ્જલિ, વીંછવા વાજણે,

ઝાંઝરનો ઝમકાર, ઘુઘરા ગાજીયો;
ફરતી ઘુઘરમાળ, અંગપર શોભતી;
શોભા ઈંદ્રના છોડ, અપસરાને ઉતરી.
અંગે કુમકુમકી લોલ, બત્રીસી જેની ઉજળી;
દાડમ કળીયાં દંત, બની એક પુતળી.
નાક સુડાની ચાંચ, તેણે પહેરી વેસરી;
દોય નેણુંરે બીચ, ચોડી એક ટીલડી.
સજ્યા સોળ શણગાર, આપરે સમારીયાં;
કાજળ કાળી રેખ, આંખોમાં ડારીયાં.
સરવે સજી શણગાર, બની સુઘડ નારીયાં;
હાથ લીધો થાળ, જળ ભરી ઝારીયાં.
જ્યારે ઉઠીરે અલબેલ, દાસીરે પધારીયાં;
બાહરે દોનુંકી નજર, વારીવારી વારીયાં.

હવે સાતળીંગા શણગાર સજીને મેહેલમાંથી ઉતરે છે એવામાં દાસીને આવતી જોઇ એટલે રીસ કરી થાળ હેઠો મુકી એક સામો તકતો હતો તેમાં પોતાનું મુખારવીંદ જુવે છે અને કહે છે કે આ મારો સાળુ બહુ હલકો છે તેથી હું બીજી મલકાપરીની જે સાડી છે તે પહેરૂં.

દોહરો—આછા સાળુરે મારે ઓઢણુંને, હું તો પહેરૂં ચંગારે ચંગા ચીર;
જેના પાલવ રૂડા શોભતારે, એવાં પહેરૂં મલકાપરીરે મલહીર.

એમ કહી હલકો સાળુ કહાડી નાંખ્યો અને ચીર કહાડી પહેરયું પછી હાથમાં સોટી લઇ દાસીને કહે છે.

ભુખ વિનાની દાસડીને રાંડ હઇયામાં કાંઇ ન જાણું;
એકતો દુરીજન મારી ભાભી થઇને તેતો હૈયામાં કરી ગઇ હાણુ.
એમ કહી દાસીને બે ત્રણ સોટીયો જડાવી દીધી કે રાંડ તું

જતી રહી ને મારી ભોજાઇ આવી મને એથુાં મારી ગઇ તે મારે સાંખવાં પડયાં.

સોબતડી બાઇ સહુને સરખીને, વળી કોઇને રાજાને કોઇને રાંક;
પણમણી મનમાં વીચારજોરે, બાઇ ગરીબનો કાઢો વાંક.

હે બાઇ ગરીબ તાલેવન બધાને પ્રીત સરખી હોય તમે તો મારો વાંક કહાડો છો પણ મનમાં વિચારો હવે સાવળીંગા મહેલમાંથી જેમ આકાશમાંથી વીજળી ઝબકે એમ તેજ મારતી નીકળી.

કવીત—માનની મૃદંગ બેઠાં કટાક્ષ માન તુજ,
નેનેનેન મોહે અંજન બનાયકે
આભુષણ લીલા બની ઠની અતિ પ્યારી,
કારી ધનસારી મતબારી લપટાય કે,
અતિ હું ગટાજ્યુ અંધારી કારી વીજળી,
ચમકે માનુ અટારી ચરી આયકે.
સુંદર સાવળીંગા ચલી જાય,
બજારમાં શણગાર સબી લગાય કે.

કવીત—શીરા ફુલ શીરદાર, બેસતો ફોજદાર,
કરણ ફુલ કારકુન, ગજરા તે કાજીહે.
નેન તો અમીર જાકે, ચોધરી અધુર બેન,
બાજુબંધ છડીદાર, ઉટાછટી છાજીહે,
કાનુકે કુછ જાન, કંચુકી બીરાજમા,
નઇસદકી જોબનકી જમારી ઝાઝીહે,
સુંદરી સજે શણગાર, પ્રીતમકુ મીલનેકુ
ઝાઝફેકા કાર માનુ નોબત જ્યુ બાજીહે,
અંચુકા ઓટ માનુ, કોટ કીયો ઘુંઘટકો,
એજેહી ચીત અલી ભેરચો હઠાયો હે.

માગેતો સમશેરે મતી, કટારી ઠીગ અંજનકો,
જીનકો નગારો અગડબંબહી બજાયાહે.
મોતીરામ તેન બન કામની બંદુક માન,
મન હુકી અટક ઝપડો મચાયો હે.
સેજ સુખડા મીલે આભુષણ ખેતપરે,
આજ ગોરી ધરૂ પલકે મરદકુ ચઢાયો હે.

આવી તરેહથી તેના શણુગારની અને તેના બદનની અગણીત શોભા આપતી સાવળીંગા બજારમાં જાય છે.

ચોપાઇ—નારી ઝાઝા નેહ, બજારમાં નીસર્યા,
સારા શેહેરના લોક દીવાના હો રહ્યા.
જેમ હાથમાં દીવો સાર, જોવાને નીસરી,
કોરે આભે કોય, ઝબુકે છે વિજળી.

સોહલો—સુંદર બજારમાં ચાલી જાય, લોક કહે રૂપવંતી વાએ વાય,
છેલ જુવે તેને કેમ સુહાય, હૈયુ કુટેને કહે હાય હાય.

સાવળીંગા ચાલી જાય છે એવામાં એક વાણીયો ઘી લાવતો હતો તે હાથમાં કુલ્લુ લેઇ તાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે સાવળીંગાને જોઇને બેભાન થઇ ભોયમાં ઘી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીયાને કહે છે.

પડ્યો બાજરું કાજરું, ને ઝટઝટ કુરંગીની ખાય;
વીરે વેચંતાં વાણીયારે, તારાં ઘૃત ઢોળાઇ ઢોળાઇ જાય.

હે વાણીયા એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી નાખ્યું ત્યારે વાણીઓ બ્રાહ્મણને કહે છે.

સાચા દીલથી સ્મરણ કરીને, વળી ચાલી જાય સુરત નીરધાર,
મેર આવે આગીએ, એવી નાની નાજુક નાર.

વાણીઓ કહે એના રૂપ ઉપર એક ફુલ્લુ તો શું એવાં પાંચ ફુલ્લાં ઉતારીને ફેંકી દઉં તે કોઇના તરફ એતી નથી બ્રાહ્મણ કહે છે તું તો નુકશાન કરી તેના સામુ જુએ છે પણ જો હું એને બોલાવું એમ કહી સાવલીંગાના સામો જઇ ઉભો રહ્યો, પણ સાવલીંગાએ સામું ન જોયું ત્યારે બ્રાહ્મણે એક ધાવ કર્યો.

નારી તું કાંઇ નથી જાણતી, ને વળી જાણુરે સ્નેહ ઉપાય;
આ છેલડો તને સામો મળ્યો, ને તું રસની લાગીરે કેમ જાય.

તે સાંભળી સાવલીંગાને ઘણી રીસ ચડી એટલે આંખ કાતરી બ્રાહ્મણ ભણી જોયું એટલામાં ભટને ફેર આવ્યા ને મુરછા ખાઇ એક કીચડનો ભરેલો ખાળ હતો તેમાં પડ્યો ને આંખો તરી ગઇ.

ચોપાઇ:—સજ્યા સોળ શણગાર, પીયા કેરે કારણે;
મારયાં નેણું કેરાં બાણ, બ્રાહ્મણ પડ્યો ખાળમાં.

ભટને પડેલો જોઇ વાણીયો કહે છે ભાઇ પાસે જઇ કેવો લાભ કમાયો અમે બેગળે રહ્યા ને નુકશાન તો થયું પણ આબરૂભેર તો છીએ હવે સાવલીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આકાશની વીજળી પુનમનો ચંદ્ર અને હોળીની ઝાળ માફક પ્રકાશ પામી રહ્યું છે અને જે જુએ છે તે મોહીત થાયછે એક સોનારની દુકાન હતી તેમાં તે ધાટ ધડતો હતો તે એને જોઇ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલા તે અને દુકાનોમાં બેઠેલા વાણીઆ તેને જોઇને મોહીત થયા.

ચોરે મોહ્યા ચારણ ભાટ, બજારે મોહ્યા વાણીયા;
સોનીએ ફોડયાં શીશ, લવારે પણ તોડીઆં.

એવી રીતે સાવલીંગા કંઇકને છકડો મારતી ચાલી જાય છે એવામાં ખાળમાં જે ભટ પડ્યો છે તેની સ્ત્રી જાણવાની વખત થઇ છે તેથી મહારાજને ખોળવા નીકળી છે એવામાં એક આદમી કહે છે

કે આ બાયડી જાય છે તેને જોઇ મુરછા ખાઇ પેલા ખાળમાં પડયો છે ત્યારે પેલી સ્ત્રી રીસ ચડાવી સાવલીંગા સાથે લડવા લાગી તું મારા ધણીને મારી ક્યાં જાય છે તે વારે સાવલીંગાએ સામુ જોયું એટલે તે પણ રાજી થઇ ગઇ પછી ભટાણી કહે છે.

દોહરો:—ચંદ્રવદન મૃગલોચનીને, રાંડ બળ્યો તારોરે રંગ;
તને દેખી મારો પીયુ પડી ગયો ને, રાંડ કાદવ ભરીયોરે અંગ.

હે રાંડ બળ્યુ તારૂં રૂપ કે મારો ધણી કાદવમાં પડયો તે સાંભળીને સાવલીંગા કહે છે.

મુને દેખીને તરૂવર ડગેને, વળી હસ્તીના તુટે જોને દંત;
જાઓ સાઇયર ઘેર સાકર વેંચો, કે જીવતો રહયો છે તુજ કંથ.

હે રાંડ મને જોઇને તે હાથીના દાંત ઉખડી પડે છે પણ તારો ધણી જીવતો રહ્યો માટે ઘેર જઇ સાકર વેંચ એવું સાંભળી ભટાણી ઝંખવાણી પડી ગઈ અને પોતાના ધણીને ખાળમાંથી ઉઠાડી ઘેર લેઇ ગઇ હવે સાવલીંગા બજારમાં થઇને ચાલી ચાલી દરવાજા આગળ આવી તારે દરવાજામાં એક જવાન અને એક ધરડો એવા બે સામસામા સીપાઇ બેઠા છે પેલા જુવાન છોકરાએ કહ્યું કે દેખો બડેમીયાં કયા મજેકી નાજુક નાર અતી હે તારે બુઢો બોલ્યો કે ચુપ રહે એતો કોઇ જીવતી ચૂડેલહે તું નાના હોકે કયા બોલતા હે અભી બજારમેં બડા જુલમ કરકે આઇ હે એક સોનીકા ઉસકું દેખકર શીશ ફુટ ગયા એક લુહારકા પાઉં ટુટ ગયા ઓર એક બનીયાકા ધીકા કુલા ઢોળા ગયા એક બ્રમન તો બીચારા બુરી તરેસેં પડા હે ને જો કુછ તું બોલેગા તો પીરબી તેરી એસી હાલત હોવેગી ને મેં ભાગ જાઉંગા છોકરો કહે કયા અપનેકુ કુછ કરેગી અપન તો ઉસી સાથ સીધી બાત કરેંગે એમ કહી સાવળીંગા કહે છે.

નહીરે મારી તેને છુરીરે કટારીને, વળી નહીરે મારી તરવાર;

દોરે નેનુસે તુને માર દીયેને, વળી ઘાયલ કીતી બજાર.

છોકરા કહે છે કે હે બી તેરી પાસ કુછ હથીયાર તો હે નહી ને તુને સારી બજારકું કતલ કર ડાલી એ તો બડી જુલમકી બાત એ સાંભળી સાવલીંગા કહે છે.

ટીલડી ચોડુ તો મીઆં ત્રીસ મરેને, વળી સેંથો પુરૂતો મરે વીસ.
કાજળ આંજુતો કેર કરૂ ને વળી નીતના મરે પાંચ પચીસ.

હે મીયાં હું શણગાર સજુ તો મને દેખે તેટલા ભોંય પડે એમ કહી થાળ લેઈ દરવાજા બહાર નીકળી એવામાં એની સઈપણી સામી મળી તે કુહે છે.

કંચન થાળ જોને કર ધરીને, વળી તારે હયડે હરખ ન માય
પગરે પડે ઉતાવળો, ને વળી કોને સઇયર કયાં જાય.

ચોપાઇ:—કોને સઇયર કયાં જાઓ, એકાએક નીસરી,
મુજ સઇયરનો સાથ, તે તું કેમ વીસરી.
તારા દીલની વાત, મારા આગળ નહીં કરે,
સરવે સાહેલીઓની આણ, અહીંથી જો તુ ડગલું ભરે.

હે સઇયર ઉતાવળી ઉતાવળી કયાં જાય છે તે કહ્યા વગર જાય તો તને બધી સઇયરોની આણ છે.

દોહરો:—મેં માનીતી શીવની માનતાને, વળી દીવસ ચડતાં જાય,
જાવું છે ગોરની વાડીએરે, મારાં ફુલડીયાંરે કરમાય.

હે બેન શીવની માનતા માની છે ને ગોરની વાડીએ જવું છે. તે સાંભળી સઇયર કહે છે.

બોલીયું તો તારી લાગેને, વળી વેણુનાં નથી તારાં મુલ
જાઓછો ગોરની વાડીએ, ને ત્યાં કઇ કઇ જાતનાં ફુલ.

હે બેન ગોરની વાડીએ કઇ કઈ જાતનાં ફુલ છે તે મને કહે

હવે સાવળીંગાએ ગોરની વાડી જોઇ નથી તો ફુલ શી રીતે બતાવે પણ પોતે મહા ચતુર છે તેથી તે કહી બતાવે છે.

ચોપાઇ:—ચંપો મરવોને સાળ, વળી કેવડો મરવો ને કેતકી
જાઇ જાવંતરીને ડોલર, ચંબેલીરે બહુ ફળી
વરણુ અઢારે ભાત, તેની જુદી જાતડી
છે એક ચંપાનો છોડ, તેમાં વળગી મારી વેલડી
કરમ સંજોગે હોય, વધી છે વેલડી
કહુંછુ સાચી વાત, સાંભળી મારી સાહેલડી

બેનપણી કહે બેન તારી બોલી ઉપરથી બધી મતલબ હું સમજી ગઇ જોજે કંઇ હળવી પડતી.

સોહલો:—જે સગ વીતીએ સરભાર, કાંક રાખો બોલ્યાનો વિચાર
વેણુ વેણુ પાડોછો ભાત, આપણે ઉત્તમ માજન જાત.

હે બેન ગણી ગણીંને બોલતો આપોછો પણ જોજે મહીથી વાંકુ ન થાય એમ કહી ફરીને કહે છે,

દોહરો:—સાંભળ મારી સાહેલડીને, વળી કાંક રાખોને વિચાર
જુગતે કરીને જમાડજો, ને વળીએ પળ લેજોને ઉગાર.

હે બેન જુગતાઇથી રાજાને જમાડજો, સાવળીંગા કહે તારા કરતાં મારામાં અકલ ઘણી છે.

સાંભળ મારી સાહેલડીને, વળી પુરણુ મેંતો કીધાં કામ;
જુગતેથી રાજાને જમાડીશું, ને મારી લાજતો રાખે મારો રામ.

હે બેન લાજતો પરમેશ્વર રાખનાર છે એમ કહી પોતે વાડી ભણી ચાલી રસ્તામાં બે રસ્તા આવ્યા એટલે ખમચાઇને ઉભી અને એક ગોવાળીયાને પુછે છે.

સોના ઉઢણી શીરપર ધરીને, વળી સાથે તે મેલ્યું જોને ભાત;
બાઇ વીરા જોને ગોવાળીઆ વીનવું, ને મારી કેઇ વાડીને કઇ વાટ

હે બાઇ ગોરની વાડીનો રસ્તો કીયો ?

ઉંચા તે આંબા જોને આંબલીને વળી નીચી છે દાડમ દ્રાક્ષ;
ઉપર સુડા જોને સાટવેરે તારી એ છે વાડીને એરે વાટ.

હે બેન આ આંબા અને આંબલીઓ દેખાય છે અને ઉપર સુડા કલોલ કરે છે એ તમારી વાડી એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને જ્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખસીને અંબોડે આવી રહ્યું છે અને મુખારવીંદ ઉઘાડું તેજ મારી રહ્યું છે અને ચોટલાની વેણુનાં ફુદીયાં કાળા ભમરાની માફક ઝબકી રહ્યાં છે. અને પોતે મહા મદમાં હંસના માફક કુદતી ચાલી જાય છે તે જોઇને સદેવંત કહે છે.

ચોપાઇ—ફુરે પટે જોને નાર એમનાં એય આવજો;
સનઘટ ફેરી આંચ, આડી નવ લાવજો.
ફુરે પટે જોને નાર લાગે બહુ સારીયાં;
સાવળીંગા સમતોલ નાવે બીજી નારીયાં;

એ સાંભળતાં સાવળીંગા વીચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યું તેથી પોતે ઘુંઘટો તાણી ચાલી આવી.

અવળી ફરીરે અલબેલ, આપરે સમરીયા;
સનઘટ છેડા તાણ, ઘુંઘટ લેઇ વાલીયા.
માથે સોનાનો થાળ, જળ ભરી ઝારીયાં;
ચંપાતે થઇ કાય, આવીને ભાત ઉતારીયાં..

ચંપા થઇ ભાત ઉતારી પોતે આવી ઉભી છે તે જોઇ મહા કોપાયમાન થયા ને કહ્યું કે તું મને જમાડવા આવી છે કે ઘુંઘટો તાણી રોવા ? એમ કહી રીસાઇ ત્યાંથી પોતે ઉઠી આવ્યા ત્યારે સાવળીંગાના મનમાં કે રાજા પેસાબ કરવા ગયા હશે તે હમણાં આવશે પણ રાજા તો આવ્યા નહી તેથી રાજાને મનાવવા સારૂ ચંપાના

આડને કહે છે.

દોહરો—ચંપા તુજને ભમર છેડેને, વળી મુજને છેડેરે સાજન;
હેતને પ્રીતે અમે આવીયાં, કેમ રીસે ભરાયા રાજન.

સોહલો—રીસે ભરાયા ઓ રાજન, ગોઠા ગરવા મારા સોજા સાજન;
કહ્યું નથી વાલ્લા તમને કેણુ, દુભાણા જેમ દુશમનનાં વેણુ.

હે રાજા તમને મેં કાંઇ કહ્યું નથી ને તમે રીસાઇ કેમ બેઠા છો તમારા જીવની ખાતર ત્રણ ગાઉ ચાલી આવી ને પગમાં તો ફોલ્લા પડી ગયા છે તોએ તમે બોલતા નથી એનું કારણ શું ? રાજાને રીસ ચડી તેથી હુડા ટોવાનો માળો હતો તે ઉપર ચડી બેઠા સાવળીંગા કહે મહારાજ પગ ધુવો અને કહો તો થાળ અહીં લાવું પછી રાજાએ એક આમલીની સોટી લઇને ઝપાટી દીધી તે સોર ઉઠયો તેથી નીચે બેસી રોવા માંડયું ને પોતે પસ્તાવો કરે છે કે મેં ઘરમાં તો હજુ લગણ કોઇનો તુંકારો ખાધો નથી ને અહીં માર ખાવો પડે છે એ મારા કરમનો વાંક છે એમ કહી રાજા પાસે ગઇ અને કહે છે.

દોહરો—તુને વાએ ઝપેટીયોને, કેમ રાજા માળે ચઢીયોરે સુજાણુ;
ઝરઝર માથે નીર ઝરેરે, તુને કેમ ન આવેરે કમાણુ.

હે રાજા તમને દયા નથી આવતી કે તમે આમ ગાંડા થઇ ગયા રાજા કહે તને કહ્યું કે તું આવતીતી એમને એમ છુટેપટે આવજે ત્યારે તો ધુંમટો તાણીને મારા નામનો છેડો વાળીને આવી એમ કહી કહે છે.

ચોપાઇ—છેલ જમાડવાને કાંઇ, આવી તુંતો ગોરીયાં;
ક્રોધ ચડીરે કામન, પગે ઉપાડીયાં.

તે સાંભળી સાવળીંગા કહે છે હે રાજા અમારો ઓમો ધર્મ છે કે લાજ મરજાદથી આવવું પણ પવનથી મારા અંબોડાપર ચીરનો

છેડો ગયો તેને ખસેડતાં જરા નીચે ઉતરી ગયો તેમાં મારો શો વાંક કહાડો છો.

લાગી પવનની આંચ, સનવટ મારા ઉડીઆ;
આછા સાળુ કાય, અમર લેઇ ઓઢીયા.

એવું સાંભળતાં, રાજા ખુશી થયા ને મનમાં કહે છે બાપડીને નજર વાકે મારી પછી થાળ પાસે આવીને બેઠા.

દોહરો—નથીરે નીરાં નથી સરોવરાંને, વળી નથી કુવામાં જોને કાસ;
નીર ઢોળ્યાં નહિ મળેને, રાજા દેશો કંઇ અમને દોશ.

સોહલો—દેશો કાં તમો અમને દોષ, અને ચઢયો તે ઉતારો રોશ;
સમશા સમજી લ્યો તમે જાણી, પણ ઢોળ્યાં ન મળે પાણી.

હે રાજા આ પાણી તમે ઢોળી નાખ્યુંતે હું કયાંથી લાવીશ અહીંઆં કાંઇ સરોવર કે કુવામાં કાસ નથી તે સાંભળી રાજા હસી પડયો ને સ્ત્રીને કહે છે જે જમાડશે તે પાણી નહિ પાય? વાસ્તે પાણી લઇ આવે તો જમીએ નહી તો થાળ લઇને પાછાં ઘેર જાઓ સાવળીંગા કહે કયાંથી લાવું? ત્યારે રાજા કહે છે.

દોહરો—હંસ કુવોને હંસ વાવડીને, વળી હંસલી તું સીંચનહાર;
નીર ભરી આવો સુંદરી તો, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો હવે સાવળીંગા કુવા ઉપર સાળુ બાંધી ઝારી કુવામાં ફાંસી પણ કુવો ઉંડો તેથી પહોંચી નહિ તેથી કુવા ઉપર ઉભી છે એટલામાં ગોવાળીઓ ગાયો ચરાવે છે તેને કહ્યું ભાઇ અહીં મારૂં ચીર પહોંચતું નથી ને બીજે કાંઇ પાણી મળશે? ગોવાળીયો કહે શેહેરમાં જાવ તો મળે નહી તો અહીંથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જાવ તો મળે પછી ચીરનો કછોટો વાળી હાથમાં ઝારી લઇ પોતે નદી ભણી ચાલી રસ્તામાં જતાં પગે કાંટા વાગ્યા અને ચીર પણ કાંટામાં ભરાઇને ફાટવા

લાગ્યાં એવી રીતે ઉજડ વગડામાં ચાલતી નદીએ જઇ વિચાર કરવા લાગી કે અહીંઆં કોઇ છે નહિ માટે નાહી લઉં પછી ઘુમટ ઉતારી નદીમાં નહાવા પડી નદી તીરે એક શીમળાનું ઝાડ ઉગ્યું હતું તેને કહે છે.

નદી કીનારે શીમળાને, ભુંડા કર્યા ન ઉગ્યોરે તું દુર;
મારૂ જોબન તારાં ફુલડાંરે, તેતો જાય છે વેહેતે પુર.

તે સાંભળીને શીમળાનું ઝાડ કહે તે.

હું નદી કીનારે વસુ શીમળોને, વળી સોટા પાંશરા દોર;
તારૂં જોબનને મારાં ફુલડાંરે, ભુંડી જાએ વાને વંટોળ.

પછી એક ચંપાનું ઝાડ હતું તે જોઇને કહે છે મારા રાજા ચંપાની સુગંધ લે છે તેથી મને પણ અહીં મળી માટે એધાણી સારૂ બે ચારેક ફુલ વીણી લઉં, નદીની સામી તીરે એક કેળનું ઝાડ તે પેલા ચંપાને કહે છે કે મારાં અમરત જેવાં ફળ ને મારાં પાતરામાં સૌ ભોજન જમે છે તેનું તો નામ નથી લેતી અને તારી પાસે ભમરો સરખો પણ નથી આવતો તે તારાં ફુલ આ કોમળ સ્ત્રી હરખથી વીણે છે ભાઇ તુંતો મહા નસીબવાન એમ કહે છે.

ચંપા તુંતો સભાગીઓને, વળી શીતળ જોને તારી છાંય;
સાવલીંગા વીણે તારાં ફુલડાંરે, એતો લંબી કરકર બાંય

હું શેનો સભાગીઓ સભાગીઆ રાણીના હાર; કે તે રાણીની ડોકમાં હીંચે છે તે સાંભળી હાર કહે છે.

હાર કહે અમે શેના સભાગીઆને, વળી સભાગીયાં રાણીનાં ચીર
કેડે પડે જોને પાટલીને, વળી વીંટાઇ વળે શરીર.

હે ભાઇ રાણીજીનાં ચીર આખો દહાડો શરીર ઉપર રહે છે તે સભાગીયાં છે વળતી ચીર કહે છે.

ચીર કહે અમે શેનાં સભાગીયાંને, વળી સભાગી નદીઓનાં નીર;

ચીર ઉતારી કાંઠલે મુક્યાંને, નીરને સોંપ્યાં શરીર.

અમે સભાગીયાં હઈએ તો ઉતારી વેગળે મુકે સભાગીયાં નીર કે જેને આખું શરીર સોંપી દીધું છે.

નીર કહે અમે શેનાં સભાગીયાંને, વળી ઉલટો ધુવેછે જોને મેલ;
સભાગી સાવલીંગા સુંદરી, એને રૂપે મળેરે કોઈ છેલ.

નીર કહે છે સાવળીંગા સભાગી, કે તેને પરણે તે સભાગી અમે શેના સભાગી, અમારામાં તે મેલ ધુવે છે.

સાવલીંગા કહે હું શેની સભાગણીને, વળી સભાગી સદેવંતરાજ
રૂઠયા રાજા માનશે, તો ભાઈ સુધરયાં અમારાંરે કાજ.

ભાઇ હું શેની સભાગીઅણુ પણ સભાગી મારા રાજા કે આટલું કરતાં રીસાઇ બેઠા છે જો હવે મનાય તો સારૂં નહિ તો મારો ફેરો અફળ થશે એમ કહી વાડીમાં ચાલી.

સાવલીંગા રૂપ સ્વરૂપ, વાડી દીશા ચાલીયાં;
કાજળ કાળી રેખ, નેણુમાં ડારીયાં;
કે વચનમાં બાંધીયાં કોય, વાટીએ પધારીયાં.

સાવળીંગાને વેગળેથી ઉતાવળી શ્વાસ ભરી ચાલી આવતી જોઇને મનમા વિચાર કરે છે કે એક ડગલું ન ભરે તે મારા સારૂ બે ગાઉ નદીએ જઇ પાણી ભરી લાવે છે. મેં તેને વગર વાંકે મારી એમ કહી પોતે કહે છે હવે આવે એટલે ઝટ જમવા બેસું પણુ જયારે તે પાસે આવી એટલે વિચાર કરી ગયો કે શું આપણે એને પહેલાં બોલાવીએ ? ગરજ હશે તો ધણીએ બોલાવતી આવશે હવે સાવળીંગા પાણી લઇ આવી પાસે ઉભી પણ રાજા બોલતા નથી. ત્યારે સાવળીંગા રાજાને બોલાવે છે.

**સાહરેઃ**—રૂડી શંખા ફેરી છાંયડીને, વળી વાયરે શીયાળુ વાય;

જમી લોને રાજનાને, વળી ભોજન ટાહાડુ થઇ જાય.
હે મહારાજ જમી લ્યો ભોજન ટાહાડાં થાયં છે.
પીરસ્યા વીના જોને પદમણીરે, એતો કામની કેમ ખવાય;
અવર પુરૂષની ઓળમાંરે, એતો જુગતે જુગતેરે જમાય.

હે સાવળીંગા તું કહે છે કે જમીલ્યો જમીલ્યો પણ પીરસ્તી છે નહી તે સાંભળી સાવલીંગા બોલી હે રાજ હવે સાંજતો પડવા આવી છે અને કોઇ જોવા આવશે તો મોટા વરઘોડો થશે પણ મને તો તેની હરકત નથી તમો જમો તો ખરા હું કોઇની બીક રાખતી નથી.

જેમ મેદની જોવા મળશે, વળી વીવામાં ફરે વર રાય;
તેમ જમશે રાજનાતો, વળી તેમ જમાડુ મારા રાય.

હે રાજા જો લોકની ઠઠ જોવા મળે ને મારો વિવાહ થઇ રહ્યો હોય તેમ જો જમશો તોએ તેમ જમાડીશ.

સુણ સાવલીંગા સદેવંત કહે ને, વળી વર્તાઇ રહી બડી વાત;
હેતેને પ્રીતે અમે પરણશું, ને વળી નહી વટલાવુ મારા હાથ.

હે સાવળીંગા હવે તો હું તારી સાથે પરણીને વર વહુ જમે છે તેમ જમીશ. તે સાંભળી સાવળીંગા બોલી.

સુણ સદેવંત સાવલીંગા કહે, ને વળી તનમાં રાખુ જોને ટેક;
આજ જમાડુ મારા રાજને, વળી વીવા કરતાં વીશેક.

તમારી એવી મરજી હશે તો મારા વિવાહ કરતાં વીશેશ રીતે જમાડીશ તે સાંભળી સદેવંત કહે છે.

સુણ સાવલીંગા સદેવંત કહે ને, વળી પાળો કે ન પાળો પ્રીત
હેતેને પ્રીતે અમે આલીએરે, તમને રાજવળાની રીત.

હે સાવળીંગા હું તને મારા રાજવળાની રીત આપું તો ખરો પણ તું પાળે કે ન પાળે ત્યારે.

સુણ સદેવંત સાવલીંગા કહે, ને વળી પાળીશું અમેરે પ્રીત

હેતેને પ્રીતે અમને આલજોને, તમારી રાણીજીની રીત.

હે રાજા અમે તે પાળીશું મારે અમને તે આપજો એ સાંભ-ળી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો તેમ સાવળીંગા પણ ખુશી થઇ પોતે કહે છે.

સોહલો:—હસી હસી કામની જોને ઝાલો હાથને, સાંભળો રાય મારી સાચી વાત

કોડેથી આજ જમુ કંસાર, સઉ મરત લોક જુએ સંસાર.

હે રાજા લોક છો જુએ હું આજ કોડેથી જમી ને જમાડીશ એમ કહી સદેવંતનો હાથ ઝાલે છે.

ચોપાઇ:—ચંપા કેરી છાંય, જમાડુ રૂડા છેલને;
મેલી મરજાદ કરૂ, રંગણી રેલને.
ટરો કરોની વાત, ડરાવી હુંતો નહી ડરૂ;
આલો માનની મોજ, નકી તો વખ ખાઇને મરૂ.

હે રાજા હવે હું કોઇની લાજ મરજાદ ગણવાની નથી મારી સાથે સુખની વાતો કરો અને મનની મોજ પુરો.

કહોતોકામની તમનેહીરા દઉને, વળી કેહો તો આલુ તમને ગામને ગરાસ;
મોહ આવે તે માગજોરે, કામા તમને તુઠયો છુંરે આજ.

હે સ્ત્રી હીરામોતી ગામને ગરાસ જે માગે તે આપું તારે ગમે તે માગ હું તને તુશમાન થયો છું.

કુડી લાલચને શુંએ કરૂને, એતો ખાધેથી ખુટી ખુટી જાય;
પણ એક વચન આપો અલબેલડાને, તે જુગજુગ નહિ વિસરાય.

હે રાજા એવી હીરામોતીની લાલચ શું કરવા આપો છો મારે ઘેર કાંઇ કમીના નથી પણ હુંતો એક તમારી પાસેથી વચન માગું છું જે જુગ જુગ વીસરીએ નહિ તે સાંભળી સદેવંત કહે છે.

એકતો મારા ઘર કેરી ગોરિયાંને, એક મારા નેણાં કેરી નાર;

તુજ ઉપરથી બીજી સુંદરિને, વારી નાખું સોસોરે વાર.

હે સ્ત્રી કહેતો મારા ઘરની સ્ત્રીની માફક ગણું અને મારી સઘળી રાણીઓ તારા ઉપર વારી નાખુ. સાવળીંગા મનમાં કહે છે કે ઘડીમાં રીસાય અને ઘડીમાં મળી જાય તેની સાથે પ્રીત કરીએ તે જનમ સુધી નભે તો સારૂ નહિતો ફજેતી એમ કહી રાજાને કહે છે.

નફટ આવો નહોતી જાણતીરે, નીકર પગરે ઉપાડતી જોય,
એરે ઘડીને કારણેરે, રાજા ઘરના ગુલામરે ન હોય.

રાજા તમારા જેવા નફટ કોઇ નથી, ઘરના ગુલામની માફક રાત દીવસ રાખી કાઢી મુકો એમ થવાનું નથી એ સાંભળી રાજાને કરોધ ચઢયો કે મને તેં નફટ કહ્યો પણ તને મુકનાર નથી એમ કહી તરવાર લઇ ઉભો.

સુણ સાવળીંગા સદેવંત કહેને, વળી મેલુ તે મનની લાજ,
શીશ પડેને મારૂ ધડ લડે, ને વળી તોયે ન મેલું તને આજ.

સોહુલો—તોએ ન મેલુ તને આજ, કેમ કરી રહેશે તારી લાજ,
સમથા સમજીને તું લે, અને કહેવું હોય તે અમને કહે.

એવાં વચન સાંભળી વીચાર કરે છે કે રાજા મેલનાર નથી મરશે કે મારશે પણ હું એની રીસ ઉતારૂં.

દોહરો—શીશ સલામત રાજવીને, તમે જુગ જુગ અમર રહો,
અમે ઘર દીશાએ ચાલીયાંને, વળી કહેવું હોય તે કહો.

હે રાજા તમે મારવાને કેમ ઉભા થાઓ છો અમે અમારે ઘેર જઇશું સદેવંત તરવાર મ્યાન કરી કહે છે જઇશ નહી તને ગયા કેડે મને ગમશે કેમ તને વળી મારૂ પણ મારો જીવ ખોઇશ.

ચોપાઇ—શીશ સલામત રાજ, એવી રીસ નવ રાખીએ,
પ્રેમે પાળો તમારે હાથ, સમરસ ચાખીએ.
દયા હોય કીરતાર, તો તો આપણે ખાઇએ,

આવ્યાં હોય દાન કથીર, સોનું ક્યાંથી પાઇએ.
સોનું રૂપ સ્વરૂપ, તેમાં નહી વાસના,
ન કરતો નાગરવેલ, ભુલ્યો નવ તારના.

દોહરો—હમણાં ભય વરતશો, તો વળી વીધાતરા શું નારી વેર,
અમને એવડુ શું કહોને, વળી કુળમાં કરીશ રજ કેર.

સોહલો—વીધાતરા શું તારે વેર, કહીએ તો લાગે કડવું ઝેર,
હવે નથી તું મારે હાથ, ને તજ્યો મહારાજની નાત,
રાજા કહે તારે મને ચીડવીને અહીં લડવું છે.

ચોપાઇ—પણ આવડી શું કરો છો અલવાણ, પ્રિતો જોવા જેવડી,
હું રંકને ઘેર રત્ન, વીધાતરા થઈ વેરણી.

હે રાજા તારા જેવા રાંકને ઘેર મારા જેવું રત્ન ક્યાંથી મળે તોએ તમે રીસાઈ જાઓ છો, રાંડ વીધાત્રાજ વેરણી છે આવા લેખ લખ્યા તે સાંભળી સદેવંત બોલ્યા,

દોહરો—સુણ સાવળીંગા સદેવંત કહેને, તુંતો ભુલ્યો તે ભેદ બતાવ,
ભોજન કરીએ આપણ બે જણાં, ને વળી એક ઓરી તુંતો આવ.

હે સ્ત્રી હવે રીસ નહી કરૂ માટે પાસે આવ આપણે એકઠાં બેશી જમીએ, ત્યારે સાવળીંગાએ કહ્યું કે તમારી જોડે બેશીને વટલાઇ મરવું છે.

અમે વેપારી રાજા વાણીઆ, વળી પળીએ વેચંતાં તેલ,
તમરે અમ વચ્ચે અંતર ઘણુંને, વળી ક્યારે ચંપાને ક્યાં કેળ,

હે રાજા અમે તો તેલના વેચનારા, જેટલો કેળ અને ચંપાનો અંતર છે એટલો તમારા ને મારા વચ્ચે છે.

નવરે વેપારી જોને વાણીયા, ને ગોરી નથીરે વેચંતાં તમે તેલ,
તુમરે અમમાં રાણી અંતર નહી, જેમ ચંપે વીંટાણી નાગરવેલ.

હે સાવળીંગા જેમ ચંપાને નાગરવેલ વીંટાણી છે તેમ તું મને વીંટાએલી છું હવે તારા મારા વચ્ચે આંતરો છે? વહાલામાં વટાળ હોય નહી મારા ભેગી આવીને બેશ.

સોનું જાણીને રાજા સંગ કરૂ, તે વળી નીપજે જાત કથીર;
કાયા વટાળી અને પત ખોઇએ, તો વળી સાંસાં પડેરે શરીર.

હે રાજા તમે કહો તો તમને હું હાથેવતી જમાડું પણ તમારા ભેગી બેસીને જમવાની નહી કેમકે સોનું જાણીને સંગ કરૂ ને મહીથી કથીર નીકળે તો કાયા વટાળી પછી વીમાસવું પડે. એવાં વચન સાંભળી સદેવંતના મનમાં રોશ ભરાયો તેથી થાળને ખશેડી મુકી હાથ ધોઇ વેગળો બેઠો હવે સાવળીંગા વીચાર કરે છે કે આતો વળી ઉલટી પાછી પીડા થઇ. રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇને કહે કે હું તો મશ્કરીમાં હસતી હતી, આપણે ભેગાં બેશીને જમીએ તેમ તેમ રાજા અવળુ જોઇ બેસે છે અને કહે છે કે હવે તો મારે ખાવુંજ નથી ત્યારે સાવળીંગા મહા રૂદન કરે છે ને રાજાના મોઢા આગળ ખોળા પાથરે છે તોએ મનાતા નથી.

સોહલો—નરની અગાડી નારી ખોળા ધરે, તેમતેમ અલબેલો અવળો ફરે;
નારી બેઠી રૂદનજ કરે, આંસુડાંની ધારા ઝરે.

તોએ રાજા મનમાં કાંઈ દયા લાવતા નથી, સાવળીંગાએ વીચાર કર્યો કે હવે હું રીસાઉ તે વગર એ માનશે નહી એમ ધારી પોતે રીસાય છે.

ચોપાઇ—આંખે આંસુડાંની ધાર, અલબેલી ઉઠીયાં;
મરશે રાણીને રાજ, જવાબ તે દઇ ગયાં.
પદમણી કહે છે રાજ, પ્રાણ અમે પાડશું;

હે રાજા હવે તમે માનતા નથી તેથી હું પ્રાણ મુકીશ એમ કહી સાળુનો કછોટો વાળી કુવા ભણી ચાલી એટલે રાજા કહે છે કે



કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા પોતે સાવળીંગાને ઝાલ-
વા દોડયા અને કુવા ઉપર જતાં તેનું કાંડું ઝાલીને પાછી ખેંચે છે
તોએ માનતી નથી અને કુવા ભણી તણાતી જાય છે ત્યારે સદેવંત
તેને નાના પ્રકારના કાલાવાલા કરી કરગરે છે ત્યારે સાવળીંગા કહે છે.

પાલવડે મત જુમ, ભમરા તું છે વાલમા;
આંબે હાથ ન લગાડ, આંબા છે રાવળા.
કાચી કળીયાં મત તોડ, તુટેગીરે ડાલીયાં;
છેડા હમેરા છોડ, દેઉગી તને ગાલીયાં.

હે સદેવંત તું મારો પાલવ મુક, અને મારૂ કાંડુ ઝાલે છે તેમ
તે જશે તેથી હું તને ગાળો દઇશ.

ગાળો દેજે દશવીશ, ગાળો તારી સાંખશુ;
તુજ સરખી નાર, તેતો ઘેર લાવશું.
શેઠ મોટા શાહુકાર, લુટાવે વેલ વાડીયાં;
તું કળી એક ગુલાબ, કાયકુ દેતી ગાલીયાં.

હે સ્ત્રી તું મને ગમે તેમ ગાળો દે, ગમે તેમ કર પણ હું તને
મુકનાર નથી હું તને કાલાવાલા કરૂં છું કોટમાં હાથ નાખું છું
તોએ તું મને ગાળો ભાંડે છે એવી રીતે સાવળીંગાને ઘણી રીતે સ-
મજાવે છે પણ માનતી નથી ત્યારે રાજા સમ ખાય છે કે જો હું તને
દગો દેઉ અને તારાથી બેઇમાન થાઉ તો મારા પીતા શાલીવાહનના
સમ છે એમ કહી રાજા ગદગદ કંઠે થઇ રહ્યા છે. સાવળીંગાએ વી-
ચાર કર્યો કે જો હું ઘણી રકઝક કરીશ તો કોપાયમાન થઇ કાં મારૂ
કે કાં એમનું માથું જુદુ કરશે માટે હવે બોલું એમ કહી કહે છે.

દોહરો—પદમણીને તો પ્રીત ઘણીને, વળી રાજાને ઝાઝેરી રીસ;
ઓરા તેડીને ચોકમાં, મારૂ વાઢી લેશે શીશ;

હે રાજા હું તો પ્રીતમાં આમ કરૂં છું પણ તમે ઘણા રીસા-

જાવા છો માટે પાસે બોલાવી માથું કાપી લ્યો તેથી હું બીહું છું પછી બંને જણુ થાળ આગળ આવી જમવા બેઠાં અને ત્યાં નાના પ્રકારના હાસ્યવીનોદ કરતાં જાય છે અને અરસપર એક એકનાં મોંઢામાં કોળીયા ઘાલતાં જાય છે. રાજા પોતે હેતમાં સાવળીંગાને ઘણું ખવરાવે છે ત્યારે સાવળીંગા સદેવંતને કહે છે.

અન્નથી અદકુ કોઈ નથી, ને રાજા સજણુ રજણુ કે સેણુ;
જમી લ્યોને ઠાકરારે, વળી નેહ ગોર કરે જોને નેણુ.

હે રાજા અન્નથી કોઇ મોટું નથી, કાં સજન રજન કહેતાં ચાંદની રાત તે બધા અન્નથી ઓછા હેતવાળી છે. આપણી આંખો નેહ કરે છે માટે એક એકના મોઢામાં ઘાલ્યા કરતાં વધારે છે, માટે તમારે હાથે જમી લ્યો.

ચોપાઇ—ભોજન કરતારે જાઓ, નીરખો તમે નેણુશું;
અરની રાખુ આજ, સદેવંત સહેજશું.
કોડે જમું કંસાર, પદમણી અતી પ્રેમશું;
પ્રીત અદકેરી હોય, બોલાવોને વેણુશું.

હે રાજા તમે જમતા જાઓ અને આંખે જોતા જાઓ પણ ઘડીએ ઘડીએ મને કાંઇ ગોદા મારો છો, કાંઇ ગળામાં હાથ તો ઘાલો છો, મને ચુંટીઓ ખણો છો, તે શું કરવા કરો છો હું આજ કદી કંસાર ખાનાર નથી.

જુગતે કરીને કોઇ રાજાને જમાડીયા;
મનગમતા મુખવાસ, અલબેલાને આપીયા.
કયારની કરૂં છું અરજ, હાથ મેં તો જોડીઆ;
શીખ દયોને મારા શામ, જીવ મારા ઉદાસ થયા.

હવે સાવળીંગા હાથ જોડીને કહે છે કે જમતાં જમતાં આખો દહાડો વહી ગયો. માટે મને રજા આપો તો હું જાઉં કેમકે સાને વાર

થઇ તેથી હમણે ગોર પેલા કાણીયાને મોકલશે ને તે અહીં આવશે. તો પછી ફજેતી થશે. મન હશે તો માગવે મળીશું તે સાંભળીને કહે છે.

દોહરો—પદમણી આવ્યાં શું જાણીને, વળી શું જાણે ચંપોને શાળ;
સુડા તારી સાખ્યો પુરશે ને વળી પદમણી પાસુતુંતો ઢાળ્ય.

હે સ્ત્રી જરા વાર અહીં બેશ અત્યાર સુધી તો રીસાવા મનાવામાં વખત ગઇ ત્યારે સાવળીંગા કહે છે કે હે રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનું કરો છો પણ ગોર પુછશે તો શું કહીશ ? ત્યારે સદેવંત કહે છે કે તું ગમે તે જવાબ દેજે પણ જરાવાર તો બેસતો ખરી તે સાંભળી સાવળીંગા કહે છે.

સુણ સદેવંત સાવળીંગા કહે, ને મારા હઇડામાં આવે છે વીચાર;
ઓરાં ન અમે આવીએને, તમારા પંડનો નહી પતીઆર;

હે સદેવંત રાજા હું તમારી પાસે આવું તો ખરી પણ મારા મનમાં વીચાર આવે છે કે તમે ઘણા રીસાળવા છો તેથી તમારા પંડનો પતીયાર પડતો નથી.

સુણ સાવળીંગા સદેવંત કહે, ને મેંતો મેલી છે મનની માણ;
પદમણી ઓરાં આવજોને, વળી શાખ્ય લખું શાલીવાન.

હે સ્ત્રી મારા બાપના સોગન ખાધા તોએ તું માનતી નથી પણ જો હું તારાથી દગો કરૂં તો મારી સાત પેઢીના સમ છે. એમ કહી પછી તરવાર ઉઘાડી કરીને કહે છે કે આ શક્તિ મને પુછે, રાજાનો ઘણો આગ્રહ જોઇ સાવળીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે.

સમ તમારા અમે પાળીયે, ને આ લોહ ધારા શુરંત;
અમે વેહેપારી વાણીઆરે, રજા દેખે દેખીને ડરંત.

હે રાજા હું તમારા સમને માનું છું પણ આ ધારવાળું લોહોડું શું કરવાનું છે કે તેને વારે વારે ઉઘાડું કરો છો, અમે વાણીયા તે જોઇને બીહે છીએ. તે સાંભળી સદેવંતે તલવાર મ્યાન કરી

આધી નાખી દીધી અને સાવળીંગાનો હાથ ઝાલી ભોંય ઉપર બેસારી.

સોહલોઃ—ચંપાને થડે બેઠાં જોડા જોડ, ઉપર સુડા કરે કલોલ;
નરને નારી બેઠાં ઓળાઓળ, ન દીસે ખાંપણુ કે ખોડ.

ચોપાઈ—ચંપા કેરી છાંય, સોલ કેરો સાથરો;
રત્ન જડીત ઓછાડ, તેનો સેજે પાથરયો.
મુખશુ મુખ મીલાવ, ચુંબન અલબેલો કરે;
અરસપરસ વદતાં મીઠી, વાત મુખમાંથી મોતી ઝરે.

બન્ને જણાં ચંપાની છાયા તળે સોળુના સાંથરા ઉપર રત્ન જડીત ઓછાડ પાથરી બેઠાં છે અને એક એક અરસપરસ નાના પ્રકારના હાસ્યવિનોદ કરે છે હવે નિશાળમાં ગોર છોકરાંને કહે છે સાંજ પડીને હજી સુધી વાડીએથી કોઈ આવ્યું નહી માટે કોઇ ખબર કહાડવા જાઓ, ત્યારે કાંણીઓ કહે સાહેબ કહો તો હું જઈ આવું ગોર કહે તું એકલો જઇશ તે કુંવર મહા રીસાળવો છે માટે તને મારી નાંખશે તેથી તું તારી જોડે બીજાને તેડી જા, તેથી કાંણીઆનો ભાઇબંધ બાડીઓ કરીને મહા ખંધો હતો તેને લેઇ પોતે બન્ને જણા વાડી ભણી દોડતા ચાલ્યા ગોરે વિચાર કર્યો કે એ છોકરાં છે માટે હું પાછળ પાછળ જાઉં નહિ તો એમનો કાંઇ ધાટ ધડાઈ જાય એમ ધારી ગોર પોતે હાથમાં લાકડી લેઇ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાય છે.

દોહરો—ગોરે નિશાળીયાને સાવધા કરવાને, વલી વાડીએ મોકલવાનેસોય;
સદેવંત સાવળીંગા ગયાં વાડીએ, એને જઇ આવોને જોય.

ચોપાઇ—જઇ આવોને જોય, હજુ લગણુ શુ કરે;
છોકડીયાંની લાજ, હઇયામાં નવ ધરે;

હવે તો પેલા કાંણીઓ ને બાડીઓ બે વાડની બહાર ઉભા રહને જુવે છે બંને જણાં ચંપાના થડ નીચે જોડાજોડ બેઠેલાં છે તે લાંબો હાથ કરીને કાંણીઓ બાડીયાને બતાવે છે કે જો પેલાં કેવાં

નીરાંતે બેઠેલાં છે તેટલામાં સાવળીંગાએ બાડીયા તરફ જોયું તો કા-ણીઓ દીઠા એટલે ઝડપ ઉઠતી કે લુગડાં સજ કરી હાથમાં થાળ લેઇ સદેવંતને તેમની ભણી લાંબો હાથ કરી કહે છે.

બેઠાં છે જોડા જોડ, ચંપા કેરી છાંયડી
શીખ દીયો નેશાન, દહાડો રહ્યો બે ઘડી;

એટલે સદેવંતે સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા એટલે તરવાર તાણીને તેમની પાછળ થયો એટલે છોકરા પોતે મુઠીઓ વાળીને નાઠા. નાસતાં નાસતાં ગોર સામા મળ્યા એટલે ગોરને કહે છે.

**દોહરો.**—અમને વીતીને તમને વીતશે ને તમે સાંભળો પંડીતસે પ્રવીણ
સરખે સરખાં મોકલ્યાં, ને ગોર તમે અક્કલના હીણ.

હે મહારાજ તમે જાઓ છો ખરા પણ અમને વીતી તે તમને વીતશે તમારી અક્કલ બક્કલ ફુટી ગઇ હતી કે આવા ડાહ્યા થઇ બે સરખે સરખાંને મોકલ્યાં છે તે સાંભળી ગોર કહે છે કે ભાઇ ત્યાં એવું શું છે? ત્યારે કાણીઓ કહે છે કે સાંભળો.

ચીર ઉપર ઓઢી ચુંદડી, ને વળી પીળા પામરીયાં;
લાલકુંજના, બચોરીરે જેમ સજોડે જડીયાં;

હે મહારાજ ચીર ઉપર ચુંદડીને તેના ઉપર પીળી પામરી ઓ-ઢીછે ને જેમ લાલ કુજન બચોરીયાં ભેગાં લપાઇને બેસે તેમ બેઠાં છે ગોર કહે એતો ઠીક પણ આપડી વાડીની શી ખબર છે ત્યારે ચાણીઓ કહે સાંભળો

સાલ વાઢીને કીધો સાથરોને, વલી અડધ સુડા ખાય;
ગોર તમારી વાડીઓરે, તેતો ભેળાઇ ભેળાઇ જાય;
ખાંડાં ભરાવ્યાં મેહેતા ખીંટીએને, વલી શીરોઇ ઝારાં ખાય;
શાલ દુશાલા પાથરયારે, ત્યાં તો બેઠા સદેવંત સાય.

એ સાંભળી ગોર મહા ઉદાસ થઇ વાડીના ઝાંપા આપળ આવી ને ઉભા છે હવે સાવળીંગા મહા ઉદાસ થઇ રાજાને કહે છે.

ચોપાઈ:—શિલવંતીની શિલ, પ્રીતમા પાળીયા;
તમે રાજવંશી ફુલ રૂપ, અમે જાતનાં વાણીયાં.
શિલવંતા રાજા જોઇ, સોજ તમારા સાંભળે;
ભવો ભવ ભરથાર, વાલમ નહી વીસરે.

દોહરો.—હું પડદે રહેતી પદમણીને, વળી દીવસ ન દીઠો જોને કોય;
સાચ્યુ માનો સદેવંતારે, મારૂ દુશ્મન કોણુજ હોય.
અતીતને લોટ આપીએને, વળી નઇએ ઉતારયા નખ;
તે દહાડેથી ચટપટ લાગીરે, મને ઘડીએ ન રહેતુ જોને સુખ.
નઇએ નખ ઉતારીયાને, વલી તે દીવસથી વસ્તી તમે વાત;
અદક પાંસલી આવીઓને, મારા ઘટમાં કરી ગયેલ ઘાટ

હે રાજા તમારૂ સોજ મને ઘણુ સાંભળે છે એમ કહી રૂદન કરે છે તે જોઇ સદેવંત કહે છે કે તું મને રજા આપ.

આ જીભે જાઓ નહી કહું, ને વલી કહું તો જીભ કપાય
જાતાં તમને જાણીનેરે, મુને વડીરે વીમાસણુ થાય.
વાડી થકી વલીયાંને, વળી ચરચર દાજે મનમાંય
તમને મુકતાં સાયબારે, મુને વાડી તે ખાવા ધાય

હવે સાવળીંગા પોતે લુગડાં સજી હાથમાં થાળ લઇ ઘર ભણી જાય છે અને સદેવંત પણુ પોતાનાં વસ્ત્ર હથીયાર સંભાળી ઘર ભણી જતાં પોતાના મનમાં કહે છે.

સોહલો:—હાયરે સુંદર મારી ચાલી જાય, ને વાડી મને ખાવા ધાય
વાણીયે બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા ચાલ્યા ઘેર
રાજા પોતે વાણીયાને સાલો ભાંડતા આડે રસ્તે થઇ ઘરભણી

આવ્યા અને મેહેલમાં જઇ બેઠા હવે સાવળીંગા વાંડીના ઝાંપા આગળ ગઇ ત્યાં ગોર કહે છે ભાત આપી પાછા આવવું કે અહીં બેસી રહેવું મારીને વાડી ખેદાનમેદાન કરી નાંખી તેવા ધમકીના અવાજ સાંભળી સાવળીંગા ગોરને કહે છે.

તમો ગોર નમસ્કાર, ને વાડીમાંતો મને ન લાગીવાર
સાલ વાઢીને સાથરો કરયો, બીજો બગાડ કાંઇ નથી કરયો
ગોર તમારી વાડીએ ફુલ છે તેમાં વાસજ નહીં
ફોગટ ફેરો અમને થયો, રાજા તો કેઇ વારનો ગયો,

હે મહારાજ રાજા તો ઘણીવાર થઇ ગયા છે તેમાં મેં જાણ્યું તે લાવને હું થોડીવાર હમણાં હુડા ઉડાડું તેથી મને વાર લાગી સાંભળી ગોર કાણીયાને કહે છે કે તું કહેતો હતો કે બે જણ બેઠાં છે તે કયાં છે કાણીઓ કહે સાહેબ હમણાં હતાં ત્યારે સાવળીંગા કાણીઆને કહે સુવા હમણા હતા તો કયાં ગયા શુ પાંખો કરીને ઉડી ગયા તુંજ લડાઈખોરો છે કે જેને તેને જુઠું સાચું ભરાવે છે હવે ગોર સાવળીં-ગાનાં લુગડાંનો ડોળ ફરી ગયેલો જોઇ સાવળીંગાને કહે છે.

દોહરોઃ—ગુણકા કેરી થઇ છોકરીને, તેંતો માંડયો ગુણકા ઘાટ;
કોણે ચીર તારાં બીંજાવીયાંને, વળી કોણે લગાવ્યા હાથ.

હે સાવળીંગા તારાં ચીર કોણે પલાળીયાં, તે સાંભળી સાવળીંગા ગોરને કહે છે.

નથી ગુણકાની હું છોકરીને, ગોર નથી ગુણકાનો મારો ઘાટ;
ચીર કોણ બીંજવશે, ને મને કોણ લગાવેરે હાથ.

હે ગોર મારાં ચીર કોણ પલાળનાર છે તે સાંભળી ગોર કહે છે;
લીલી અતલસનુ તારૂં કાપડુને માંહી ભરયા ટાંકેલ મોર.
મોર તારાં કોણે ઉખેડીયાંતે, એવો કોણ મળ્યો તને ચોર;

તારી અતલસની કાંચળી ઉપર જે મોર હતા તે પણ ઉખેડી નાખ્યા છે ! તે સાંભળી સાવળીંગા બોલી.

સેજ અતલસનુ મારૂ કાપડુને, માંહી ટાંકલ ટઉકેરે મોર;
ગોર તમારી વાડીએ જઇને, મને સદેવંતે કીધી ઝકઝોળ.

હે ગોર તમે મને કયારના આળ મુકો છો તારે જાવ સદેવંતે મારા મોર ઉખેડી નાખ્યા અને ચીર પલાળ્યાં.

ચોપાઇ:—શીખ દીયોરે ગોર, ઘર દીશાએ ચાલીએ;
રૂડાં વધામણાં હોય, કોય પીતાજીને આલીએ.
પછી ગોર પાસેથી શીખ લઇ ઘર ભણી જાય છે.
સાવલીંગા રૂપ સ્વરૂપ, ઘર દીશાએ ચાલીયાં;
આવે છે મોહોલા માંય, પીતાજીએ ભાળીયાં.

જેવી સાવલીંગા પોતે મોહોલમાં જાય છે તેવીજ તેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે,

સોહલો:—કંથ જોગ થઇ કુંવરી વીશાળ, ઠાલી માથે બેસે છે ગાળ;
હવે નહી રહે આપણે હાથ, માટે નોતરીએ માઝનની જાત;
મોતીએ મેલ્યા સોને સળે, ચાલતુ નીર સાગરમાં મળે;
કહ્યાનો હવે નથી કાર, વાર કરયાનો હવે નથી વહેવાર.

હવે છોડી પરણવા જોગ થઇ તેથી ઘડીયાં લગ્ન લેઇ પરણાવી દેવી હવે સદેવંતને કાંઇ સુજ પડતી નથી. મધરાતને સમે પલંગ ઉપર ઉંઘ આવી તેથી ઉંઘી ગયા અને ઓચીંતાનું સ્વપ્નું થયુ કે જાણે હું ને સાવળીંગા બંને જણુ ચંપાબાગમાં બેઠાં છીએ ને હું ગળામાં હાથ નાખવા જાઉં છુ એમ પોતે ઉંઘમાં લાંબો હાથ કરી નાંખ્યો. એટલે જાગી ઉઠયો ને જુવે છે તો ચંપા ડાળે નથી ને સાવળીંગા એ નથી ફક્ત પોતાના હીરામણ પોપટના પાંજરા શીવાય બીજું કાંઇ દીઠુ નહી તેથી મહા નિરાશ થઈ કહે છે,

દોહરો:—સ્વમા તું તો સુલતાન ભયોને વળી રહ્યાં મહી સારીજેને રાત;
કામણગારી વિયોગે ગઇ, ને વળી હેતેરે મેં નાખ્યો હાથ,

હે સ્વમા તું સારી રાત કેમ ના રહ્યું જો તું સારી રાત રહ્યુ હોય તો મારે સાવળીંગાનો મેળાપ રહેત પણ આ તો ઉલટો વીયોગ થયો.

ચોપાઇ:—હેતે ગળામાં નાખ્યો હાથ, ચમકીને ઉઠીયાં
ઉઠ કહેતા જીવ કલ્પાય, મજા ન લુટીયાં.

હે સ્વમા હેત કરીને હું ગળામાં હાથ નાખવા ગયો પણ જાગવું પડયું ને ઉલટો જીવ કલ્પાવા લાગ્યો.

હૈડામાં મોટી છે હામ, મનનીરે મનમાં રહી;
કોને કહુ વાત, કામન તે વિયોગે ગઇ.

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નિરાશ થઇ ઝરૂખે આવી જુવે છે તો સાવળીંગાનો મેહેલ સામો દેખાય છે તે જોઇ પોતાના હીરામણ પોપટને કહે છે.

દોહરો:—સો સો કોસે જોને શેણુવસેને, વળી અહીયાંતે ક્યાંથી હોય;
સુણરે સોહાગી સુડલાને, વળી તેને કોણ તે આવે જઇ જોય

હે પોપટ આ સાવળીંગાનો મેહેલ દેખાય છે પણ મારે મન તો સો કોસ જેટલો વેગળો છે ને તેની હવે કોણ ખબર લાવે એવું તે સાંભળી પોપટ કહે છે.

ચાકર છું તમારો ઠાકરાને, વળી જ્યાં મોકલો ત્યાંરે જાય;
લખવું હોય ત્યાં લખજોને, તમારા મનનાં માન્યાં કામ થાય.

હે રાજા તમારો હું ચાકર છું ને તમે એમ શું બોલ્યા કે તેની કોણ ખબર લાવે ? આવી રીતે પોપટનાં વચન સાંભળી રાજા ઘણો હરખ પામ્યો ને કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લેઇ પોપટ ચાલ્યો સાવલાંગા મેહેલમાં સુતી છે તેને પણ સદેવંતના જેવું સ્વપ્નું

આવ્યું ને તે ઓચીંતી. ઝબકીને જાગી તો કંઇ દીઠું નહી પછી પોતે નીરાશ થઇ પોતાના પલંગ સામે એક મોટો તક્તો બાંધ્યો છે તેમાં પોતાની છબી જોઇ કહે છે.

પાન ચાવ્યું તે મુખ લાલછે, ને તારાં અમૃત જેવાં જોને વેણુ
સ્વપ્નામાં દુખ દેઇ ગયાને, વળી લાલ તારાં જોને નેણુ.

ચોપાઇ—જબરી લાગી નેણુકી ચોટ, તુને બરછી લીની મારને
તેરે મારનેકી દાદ ફરીયાદ, કોસે મેં જાઉ પોકારને.
હુકમ મારે હુકમશુ, સજન છેહ દેઇ ગયા
કેતાક જીવ કલપાય, મનના વિચાર મનમાં રહ્યા.

હે રાજા સ્વપ્નામાં તમારાં નેણુ જોઇ અને તમારાં વેણુ સાંભળી મહા ખુશી થઇ હતી એવું બે ઘડી રહ્યું હોતતો મારો જીવ ખુશીમાં રહેત પણ આતો જાગીને ઉદાસ થવું પડ્યું એવી રીતે પોતે મનની વીષે ચિંતા ધરી ઉદાસ થઇ સાવળીંગા પોતે બારીએ આવી બેઠી છે ને સામો સદેવંતનો મેહેલ દેખાય છે તે જોઇ કહે છે.

દોહરો:–સામી મેડીએ મારા સજ્જન વસેને, વળી કોણુ લાવે સમાચાર;
પ્રથમ લેઇ ચાંપુ મારા ઉરમાંરે, વળી આપુ તે માલ અપાર.

જો આ વખત કોઇ મહારાજાની મેડીએથી રાજાના સમાચાર લાવે તેને મેં માગ્યો સરપાવ આપુ એવો તુરંગ ચલાવે છે એટલામાં પેલો પોપટ રાજાની ચીઠી લઇ આવતો જોયો તેથી પોતે મનને વીશે ઘણી ખુશી થઈ રાજાની ખબર પુછે છે ત્યારે પોપટ કહે આ ચીઠી વાંચી જુઓ ચીઠી લેઇ મહા આનંદ પામીને કહે છે.

ભલે આવ્યો સભાગી સુડલા, વળી ભલા લાવ્યોરે સમાચાર;
વારી વારી લેઉ તારાં વારણાંરે, તને આપુ એકાવળ હાર.

હે પોપટ તું ભલે આવ્યો, ને રાજાના સમાચાર લાવ્યો તને વધામણીમાં આ હાર આપુછું એમ કહી પોપટની કોટમાં હાર નાખતા

જાય છે એટલે પોપટ સાવલીંગાને કહે છે

અખંડ રહે ગોરીઆંને, વળી અખંડ તારોરે અવતાર;
લખવું હોય તો લખજોને, પંખી શું કરે તમારો કોઇ હાર,

હે સ્ત્રી તમે અખંડ રહો ને તમારો અવતાર પણ અખંડ રહો મારે હારને શું કરવો છે કાંઇ લખવું હોય તો લખી આપો તો લેઇ રાજા પાસે જાઉં પછી સાવલીંગા કાગળ વાંચે છે.

તું સભાગી સુડલાને, વળી કાંઇ ઉડા ઉડા જાય;
સોને મડાવુ તારૂ પાંજરૂને, ભુડા મોતીએ લેઉરે જડીય.
સુનાં મંદીર સુનાં માળીયાં, ને વળી સુનુંરે બધું ગામ
જેદી રાજા વિયોગે ગયા તે દી મને નિંદ્રા હરામ.
વારી વારી લેઉ વારણાં ને વીરા એક ઓરો તુનો આય.
સંદેશો લાવ્યો મારા શામનો, તે હું વાંચુ ને તું વંચાય.

ચોપાઇઃ—ચંપા કેરી છાંય, શાળ કેરો સાથરો;
કોડે આવ્યો છે કોઇ, તેતો નથી વીસર્યો.
હઇડાની જે ઝાઝી હામ તે મનની મનમાં રહી,
કહેતાં જીવ કલ્પાય, કામની તું વિયોગે ગઇ.

હે સ્ત્રી તારી જે પ્રીત તે હું જરાએ વીસર્યો નથી અને તું વીયોગે ગઇ તેથી મારો જીવ ઘણો કલપાય છે એ વાંચો સાવલીંગા કહે કે રાજાનું મારા ઉપર ઘણું હેત છે પછી પોતે કાગળ લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાસે આવજે, પોપટ કહે સારૂ એમ કહી ચાલતો થયો, હવે પોપટને તો વાર થઇ તેથી કુંવર મહા ચીંતા કરે છે.

પોપટ પંખીની જાત રાંડે ભમાવીયો

ગુણુવંતો ગંગારામ, હજુ નવ આવીયો.

રાજા કહે કોણુ જાણે શું ભરમાવીને ત્યાં બેસાડી મુકયો એ-વામાં પોપટ આવ્યો તે જોઇ કહે છે.

**સોહલો.**-પોપટ પંખી ચતુર સુજાણુ, પટો પારવતી તમે શ્રી ભગવાન;

ગુણવંતો આવ્યો ગંગારામ, તેં કીધાં મારાં સરવે કામ.

પોપટ તું આવ્યો તે ઠીક થયું, હવે મારૂ બધુ કામ સફળ થશે, પછી સાવળીંગાનો કાગળ રાજા વાંચે છે.

**ચોપાઇ:**—મારા સારા સમાચાર લખીને તમે કાવજો;
અને મારે મેહેલે રાજ, એકવાર તમે આવજો.
એથી મળેરે એકાંત, અમનેરે તેડાવજો;
અમને મળેરે એકાંત, તો તમે વેહેલા આવજો.

રાજા વાંચીને ઘણા ખુશી થયા એમ કરતાં પ્રભાતનું પહોર થયું એટલે સાવળીંગાના બાપ પદમશા શેઠે પોતાનાં સગાં તેડાવી વીવાહની તૈયારી કરવા માંડી.

શેઠ મણી શાહુકાર, હડતાલો હાટે દીજીએ;
સાવળીંગા કેરાં લગ્ન ઘડીયાં આપણુ લીજીએ.
ગોરને તેડાવ્યા આજ, લગ્ન લખાવીયાં;
ઢમ ઢમ વાગ્યાં ઢોલ, ગાય છે સાહેલીયાં.

**સોહલો:**--ચોખા કંકાવટીને લગ્ન ચાર, લગ્ન વધાવે વારંવાર;
સાતમને સોમવાર લગ્ન કહેવાય પધારજો તમે રૂપાશાય.

ચોપાઇ.—શંકર તેડાવ્યા ચાર, લગન લખાવીયાં ગામે ગામથી કોઇ;
સગાંઓને તેડાવીયાં સાતમે સોમવાર, આડમપલ આવજો;
કોરાવી માણેક થંભ, માંડવ રોપાવજો.
સાવળીંગાના બાપે લગ્ન નીરધારયાં ને ગોરને સાવળીંગાના સા-

સરે મોકલ્યો. હવે રૂપાશાએ પોતાનાં સગંવહાલાંને એ.જાની તૈયારી કરી પછી સવારના પહોરમાં રૂપાશા.શેઠ હાથી, ઘોડા, પાલખી રથ તથા ઉંટ સાથે તમામ જાન લઇ નીકળ્યા, તે સાંજરે મુંગીપર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાખ્યો ને તોપો ને બંદુકોના અવાજ કરવા માંડયા એટલે પદમશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચઢાવી સામઇયુ કરી જાનીવાસે તેડી લાવીયે પછી શેઠ પોતાનાં સગાંવહાલાને તેડી વરઘોડો ચડાવી તેડવા ગયા હવે ઘર આગળ સાવળીંગા ને તેની સાહેલીયો છે પછી સાવળીંગા વીચાર કરે છે કે હમણાં જો હું રાજાને મળુ તો લાગ ઠીક છે તેથી સાહેલીયોને કહે છે.

સોહલો.–સાવળીંગા મનમાં કરે વિચાર, લગ્ન તો આવ્યુસાતમ સોમવાર;
ન જોઈ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝાડ.
ન જોઇ મેં નગરની વાટ, ન જોયાં મેં ગાંધીનાં હાટ;
નથી જોયા પનઘટના ઘાટ, સાસરે જઈ શી કરશું વાત.

હે સખીયો હવે મારૂ લગ્ન આવ્યું ને મેં આપણી બંકી બજાર ને ચંદનબાગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી ને હું સાસરે જઇશ ને મને ત્યાં કોઇ પુછશે તો હું એને શો ઉત્તર આપીશ માટે તે આપણે જોવાં જોઇએ તે સાંભળી સાહેલીયો કહે છે કે બાઇ એક ગાઉ સુધી જાય એમાં તે શુ જોવુ છે સાવળીંગા કહે ત્યાં નાના પ્રકારનાં ફુલ ફળાદીક ને બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાની બહુ રમુજ પડે છે એવી રીતે લાલચ દેઇને સાહેલીઓને સમજાવી પણ સાવળીંગા મનમાં વીચાર કરે છે કે રાજાને શી રીતે તેડવુ.

સોહલો:—કરમ મારૂ એવુ અભાગીયુ, ન બન્યો રાજાનો એકે લાગ.

સુડાની સાથે સંદેશા કહ્યું, રાજાને તેડાવી લઉં.

સાવળીંગા પોતે કહે છે કે આટઆટલા લાગ તો મારા ફોગટ ગયા ને જતાં જતાં જરા લાગ આવ્યો તો તેમને સંદેસો કોની જોડે કહાવું એવો વીચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખપર લેઇ આવ્યો તે જોઇ સાવળીંગા કહે છે કે હે ભાઇ આ ચીઠી તને લખી આપુછું તે તું તાકીદથી રાજાને આપ એમ કહી ચીઠી લખે છે.

ચંદનતલાવડી રાજા ચંદનબાગ, ઘડી બે ઘડી બેસવાનો લાગ
ત્યારે આવો મારા સુંદર સ્યામ, પુરીશુ હૈયાની હામ.

હે રાજા !તમે ચંદનતલાવડી ઉપર ચંદન બાગમાં આવો તો આપણે ભેગાં થઇશું એવું લખી પોપટની કોટે બાંધી તે પોપટે રાજાને આપી રાજા ચીઠી વાંચી ખુશી થયા હવે સાવળીંગા પોતે સાહેલીઓને લેઇ બંકી બજારમાં થઇ ચાલી જાય છે.

ચોપાઇ—છુટે પટેરે નાર, આવેરે અલબેલીયાં
વણજ કરતાંરે વેપાર, વાણીયા સરવે પામીયાં.
અમીરને ઉમરાવ મુરછા સરવે પામીયાં
શેઠ મોટા શાહુકાર, ઠેરોઠેર ઢરી ગયા.

આવી રીતે બજારમાં પોતે કંઇકને મુરછામાં પાડતી ચાલી જાય છે તે શેહેર બહાર નીકળીને જ્યાં ચંદનતલાવડી છે, ને તેની પાસે નદી વહે છે તેમાં રમવા ગઇ.

દોહરો—ધન ધન નદી ભર રામઝોલે, ધન ધન લીલીરે લીલી તળીયાં;
થોકે થોકે દોહરાને, વળી પદમણી પુતળીયાં;

ચોપાઇ:—પદમણી પુતળીયાં, ઝબુકે જેમ વીજળી;
એકશુ એક અલબેલ, મુખેરે અતી ઉજળી.
નજરો તણુ ન્યાલ, લીએ બેહુ તાલીઓ;
કે ધનરે ખગેસર બાગ, રમતી સઉ સાહેલીઓ.

નદીમાં સરવે નહાય છે ને તાળીઓ લે છે ને અરસપરસ એક એક સામા દુહા કહે છે ત્યાં સદેવંત આવ્યા ને સાવળીંગાએ સદેવંતના સામુ જોયું એટલે સરવે સાહેલીઓએ પણ રાજા સામું જોવા માંડયું પછી સદેવંતે વીચાર્યું કે આ બધી જાણી જશે તો પછી સાવળીંગાથી મારી પાસે આવી શકાશે નહી માટે હું આવો જાઉ એમ ધારી પોતે નદીની સામી તીર જઇ પગ ધોવા માંડયાં એટલે સાવળીંગાએ કહ્યું

**દાહુરો:**—સખી સરોવર આપણુંને, વળી ધરાી બલા ધુવે કોઇ પાય;
દુખેરે થાઓ રાજા દુબળારે, વળી લાંબીરે કરકર બાંય:

સાવળાંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે આ કોઈ આપણા સામો બેસી પગ ધુવે છે ને રાજાને લાંબો હાથ કરી સમશામાં ચંદનબાગ બતાવ્યો કે તમે બાગમાં જાવો હું આમને રમને વળગાડીને આવું છુ પેલી સાહેલીઓ રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ રમીએ છીએ ત્યાં આવી કેમ બેઠો છે તું તારે રસ્તે જા તે સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠા.

એકથી એક અલબેલડી છે, વળી નાવા તે બેસી જોને નાર:
પાવડડેરે જોને પદમણીરે, વળી પુતળીઓની જોને હાર:

**ચોપાઇ:**—પુતળીની જોને હાર, ઝબુકે છે દામની:
હાથી ઝોકાં ખાય, ધુવે છે કામની.

પછી સાવળીંગાએ વીચારયું કે મેં રાજાને બાગમાં મોકલ્યા છે ને હું આહીં રમત કરૂછું તેથી અકળાશે માટે હવે જાઉ એમ ધારી પોતે સાહેલીઓને કહે છે.

**સોહલો.**—જોવા જેવો ચંદનબાગ છે, ને ત્યાં એક આળીઆળો માળી રહે,
જુદી જુદી સાખ્યો ભરેને, દરબારમાં જઇ દંડવ કરે.

હે બેન બાગ તો જોવા જેવો છે પણ માંહી એક માળી છે

તે દરબારમાં જુઠું કહી દંડ કરાવે છે. તે હમણે બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે આપણે જઇશું ત્યાં સુધી આપણે આંખ મીચામણી રમીએ પછી બીજી સંતાવા કાજે જુદી જુદી નાડી અને સાવળીંગા નાડી તેવીજ બાગમાં ગઇ

દોહરો—સામારે આંબા જોને આંબલીને, વળી દીઠી છે દાડમ અને દ્રાક્ષ,
આસોપાલવને ઓળવેરે, ગોરીએ કેળોમાં પાડી છે વાય.

સાવળીગા પોતે આસોપાલવના ઝાડને ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડ ખુંદતી જાય છે કેમકે એને કાંઇ બીક નથી કે મને કોઇ ખીજશે બાગના માલીક તો એને તાબે થઇ એના પહેલાં આ-વીને બેઠા છે.

શીરપર છુટી લટીયાંને, વળી છુટેરે પટે ચાલી જાય;
પદમણીને તો પ્રેમ ઘણોને, વળી લાલજ આંખો જોને થાય.

સાવળીંગા ને સદેવંત મહા કામાતુર થયાં છે ને સાવળીંગાના માથાના વાળની લટો છુટી ગઇ, ને કામના કેફમાં આંખો લાલઘુમ થઇ રહી છે ને પોતાને ઠંડા પવનથી ને ફુલની સુગંધીથી ઘણો પ્રેમ ચડે છે પછી સદેવંતનો હાથ ઝાલી પંપાની ઘટામાં જઇ બેડી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—શા અલબેલા રાજ, ભલા તમે આવીયા;
સુડાને સંદેશ, લખીને તેડાવીઆ.
હું વારી મારા રાજ, વારી વારી વારીયાં;
વચન બાંધ્યા કોય, જન્માગે અમે હારીમાં.
અમે આવ્યા તમારી વાડીએ
છેલ છબીલા શામ, આવોને મોજો માણીએ.

સાવળીંગાનાં મીઠાં અમૃત જેવાં વચન સાંભળી રાજા મહા કામાતુર થયો છે ને તેમાં તેણીની અદાએ કરીને તેનું કોમળ હૃદય ભે-

હાથ ગાંડાતુર થઇ રહ્યો છે ને સાવળીંગાના મોઢાને હાથેવતી ખુબ દબાવે છે ને તેના કોમળ જે કમળાપત્ર જેવા અધર ઉપર ચુંબન કરે છે.

અલબેલે કીધાં અલવ, નાખી ગળામાં બાવડી;
ઉભા છે જોડા જોડ, ચંપા કેરી છાંયડી.
દોહરો—મેલોને છબીલા શામ, મોહું મારૂં ભાગશે:
અમો ચુકી કહીશુ વેણુ, કડવાં તમને લાગશે.

સાવળીંગા કહે કે મહારાજ તમે મોહોડું દબાવો છો તે દુખવા આવ્યું ને ભાગી જશે ને પછી તમને કહીશું એટલે રીસ ચડતાં વાર નહિ લાગે માટે મોં મુકી દો. એવું કહેતાંજ સદેવંતને રીસ ચડી કે રાંડને હું હેતમાં પ્યાર કરૂં છું ત્યારે એ વળી એની મોટાઇમાં જાય છે. તેથી પોતે આઘા બેઠા ને સાવળીંગાને કહે છે.

ચોપાઇ—ઓરે નારી અજાણશું, મારે નથી પ્રીતડી;
લેવા આવીઓ કોઇ, રાણીજીની રીતડી.
પ્રિતોનાં પરિણામ છે, તે તો અમે જાણીયાં;
આલો અમારી રીત, વહાલા કરો વાણીઆ.

હે સ્ત્રી ન જાણીશ કે હું તને વળગતો આવું પણ મેં તારી પ્રીત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારા વાણીયા જે આવ્યા છે તેને વહાલા કર મારે તારો ખપ નથી આવાં રાજાનાં રીસનાં વચન સાંભળી સાવળીંગા નરમ થઇ મનમાં કહે છે કે હું તો હસતાં હસતાં કહેતી હતી અને આતો પાછા રીસાયા. હવે સમજાવું એમ કહી કહે છે.

રાજા સોળ સાહેલીઓનો સાથ, જીવન જો તેઓ રહ્યા;
નાખ્યા ગળામાં હાથ, અંબોડા રેલે રહ્યા.
હેતે દબાવ્યું મોહુંરે હાથ, મોહું મારૂં ભાગશે;

મુજથી કેમ દેવાશે ગાળ; લાભેણુા રાજા લાજશે.

હે રાજા તમે તો મારૂં હસતે મોઢું દેખાડ્યું હશે પણ મારૂં મોઢું મસ દુખ્યું ત્યારે મેં તમને કહ્યું જો તમને આડો જવાબ આપું તો આપની પાસે રીસનું તો વસાણુંજ છે તેથી મેં વિચાર કરીને જ આ કહ્યું કાંઇ તમે મને ઓછા વહાલા છો કે તમને ગાળ દેઉં ! રાજા કહે ઘડીમાં હસાવે ને ઘડીમાં તરછોડી નાંખે છે ને ઘડી પછી તું તો પરણીને જાવાની છું માટે તારી તો પ્રીત કરવી નથી ઘડી સારૂ ક્યાં પાછો તારી પાછળ સોષના કરૂં તે સાંભળી સાવળીંગા બોલી.

દોહરો–સુણુ સદેવંત સાવળીંગા કહેને, વળી એવું શું બોલોછોરે આપ;
વરનો સદેવંત કુંવરને, બીજે મારે ભાઇને રે બાપ.

હે રાજા તમે મને કહો છો કે તું પરણીને સાસરે જઇશ પણ આ મારૂં વચન પરણું તો સદેવંત કુંવરને નહી તો બીજા બધા મારે ભાઇ અને બાપ બરાબર છે.

સુણુ સાવળીંગા સદેવંત કહે, ને વળી હઇડામાં રાખજે વીચાર
કોલ આપ્યા પાળજોરે, નીકર ધરતી નથી ઢાંકણુ હાર.

હે સાવળીંગા તું આ કોલ આપે છે પણ વીચાર કરજે જો નહી પાળે તો તારી ને મારી બેવી લોથો રઝળશે.

જેવા બોલ્યાં ગોરની વાડીએ ને, વળી એ વાતો તું અહીં માન
કુડકપટ તજો સુંદરી ને, વળી તમે તમારે મેમાન.

ગોરની વાડીએ વચન આપ્યાં હતાં અને અહીંયાં આપે છે તેવાં પાળજે ને તારા મનમાંથી મશ્કરી અને કપટ કહાડી નાંખજે. આવું સાંભળી સાવળીંગા ખુશી થઇ રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લેઇ ચંપાની ઘટામાં જઇ પોતાનું ચીર પાથરી બેઠા.

ચોપાઈ—ચૌવડ કીધાં ચીર, પીતાંબર પાથરયાં:
નાખી ગળામાં હાથ, સજ્જનને સારજ કરયાં.

બેઠાં જોડાજોડ, લાગે બહુ સારીયાં;
નાની સરખી સાહેલીએ, આવીને પોકારીયાં.

જ્યાં બને જણુ ચંપાની ઘટામાં ચીર પાથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી સાવળીંગાને બોલાવી એ સાંભળી સાવળીંગા ઝટ ઉઠી અને રાજા ઝાડ ઓઠે સંતાયો હવે સાવલીંગાને સાહેલી કહે છે કે તું કોની સાથે વાતો કરતી હતી સાવલીંગા કહે તું આંધળી થઇ હઇશ તારો બાપ કોણુ છે. અહીં હોય તો જો હું તો આપણે રમતાં હતાં તે વખત સંતાઇને બાગમાં દોડી તે દોડતાં મને કળ ચડી એટલે મારૂ ચીર પાથરી અહીં સુતી સતી ઉંઘ્યા કરતી હતી તેથી તેં જાણ્યું કે કોઇની સાથે બોલે છે. તે સાંભળી નાની સાહેલી બોલી.

**દોહરો**—સુણને મારી સાહેલડીને, તમે કોક સાથે કરતાં હતાં વાત;
તમને જોવાને અમે આવીયાંને, વળી સોલ સાહેલીઓ સાથ.

હે સાવળીંગા તું વાત કરતી હતી તે અમે નજરે જોયું ને જુઠું કેમ બોલે છે. આવા તેના બોલ સાંભળી સાવળીંગા નાની સાહેલીને કહે છે.

નાની સરખી સાહેલડીને, વળી મરજો તારો જોને વીર,
વાલમ મારો વિયોગે ગયો ને, હુંતો સુખ ન પામી શરીર.

હે રાંડ તારાં મૂળ વઢાયાંને તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લઇ ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું દેવળ હતું તેમાં સાવળીંગા દરશન કરવા ગઇ ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ—દેરાં એટલા દેવ, પથરા મેંતો જાણીઆ,
સાવલીંગાએ સોનાનાં છત્ર, સદાશીવને માનીયાં.
અલબેલો મારો રાજ, મીઠી નજરે ભાળશું,

સોના કેરાં છત્ર, સદાશીવને ચડાવશું;

સાવળીંગા સદાશીવને કહે છે કે જ્યારે મારા રાજાને હું મળીશ ત્યારે તમને સોનાનું છત્ર ચડાવીશ એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી સદેવંત પેલી નાની સાહેલીને ગાળો દેતો દેતો પોતાને મહેલ ગયો હવે સાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યો પછી શેઠે ફુલેકાંનો વરઘોડો ચડાવવાની તઇયારી કરી અને મોટા મોટા શાહુકારોને વરઘોડે આવવા તેડાં મોકલ્યાં પછી સાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે તો સાવળીંગા નથી શેઠ કહે આ વખત ક્યાં ગઇ હશે ? એમ કહી સિપાઇઓને ખોળવા મોકલ્યા સાવળીંગા ઘેર આવી એટલે સરવે સાહેલીઓએ પીઠી ચોળવા માંડી.

**સોહલો**—કંકુને કેશર ઘોળાય પદમણીને પીઠી ચોળાય;

સરખી સાહેલી મંગળ ગાય; પદમણી ઉપર રૂડા પડઘા થાય.

સાવળીંગાને પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શણગાર પહેરાવી તૈયાર કરી હવે પદમશા શેઠે કહ્યું કે રાજાને જઇને કહો કે પદમશા શેઠની દીકરી સાવળીંગાનું આજ લગ્ન છે માટે ફુલેકાના વરઘોડામાં આપ સ્વારી લઇ વહેલા પધારજો સીપાઇએ ત્યાંથી રાજા પાસે આવી રાજાને કહ્યું એટલે રાજાએ સદેવંત કુંવરને સાથે લઇ જવા બોલાવ્યો ત્યારે સદેવંતે કહ્યું કે મારા શરીરને સુખ નથી તેથી હું તો નહી આવુ તમે એકલા જાવો ( મનમાં કે રાંડ એકાંતે મળી ત્યાથી પાછા આવ્યા તો પછી આ ઘણા લોકમાં શુ વળવાનું મુઓ એ ને મુઇ એની છોડી કે વગર દુઃખે માદા થવું પડે છે ) પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓ અને રથ લેઇ શેઠને ત્યાં આવ્યા એટલે સરવે લોકો તઇયાર થયા ને પછી કન્યાને ઘોડે બેસાડી એટલે વાજીંત્ર વાગવા માંડયાં.

**ચોપાઇ.**—ધીમે ધીમે વાગ્યાં જોને ઢોલ ત્રંબાળુ જોને ગડગડયાં,
અમીર ને ઉમરાવ, સાથે સરવે પરવરયા.

ત્રંબક વાગે જોને તુર, શરણાઇએ સાદજ પુરીયા.
ધીડ ધીડ વાગે નોબત, ને તાસાં વાગે સુરીયાં.
પાલખીઓને સુખપાલ હાથી ઘોડા હણુ હણે,
શહેરના સરવે લોક, કુલેકુ જોવા મળે.
શાખા બાંધી શાલીવાન, માટે માંડવ આવીયા,
માંડવ કેરી માંય, આવકાર જઇ પધરાવીયા
સાથે સારા લોક, વેપારી વાણીઆ,
ઇંદ્રનો અવશાન, એણી પેરે આણીઆ,
ઘોળાને ધવળા ચાર, ઘોરી જોને જોતરીઆ.
તાતા જે તોખાર સરવે, ભેળા લેઇ પાખરીયા.

એવી ધામધુમથી વરઘોડો ચડી બજારની વચ્ચે સોનેરીઆ ચોકમાં આવ્યો ને ત્યાં વાજીંત્રની ધુમ મચી રહી તથા બંદુકોને તમંચા છુટી રહ્યા છે તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે ત્યાં આવ્યો તે સાંભળી રાજા કહે વરઘોડો તો જોઉં એમ ધારી પોતે અગાશીપર ચડયા ને જુવે છે તો ઇંદ્રવટા થઇ રહ્યો છે ને તમામ રસ્તો લોકથી ભરાઇ ગયો છે તે જોઇ સદેવંત કુંવર ખુશી થઇને કહે છે કે આમાં મેળાપ તો નહી થાય પણ જોઉં તો ખરો કે તેણે કેવા શણગાર પેહેર્યાં છે એવુ ધારી પોતે હેમ મહેલમાં આવી અમુલ્ય શણગાર સજે છે

દોહરો—જરકશી જામો પહેરીઓ, ને વળી મથે તે કસબી મોળ
રત્ન જડીત શીરપેચ બાંધીયો, તે દીપે છે ઝાકમઝોળ.
કલગી તોરા શોભતા, ને વળી ગળે મોતીયન કેરો હાર;
કમરે શેલાં લપેટીયાં, ને એમાં ઝુકી રહી તરવાર.
ચોપાઇ—ઝુકી રહી તરવાર, કામરૂપ સમાં જાણીયાં;
સજ્યાં શોભીતાં હથીઆર, તરકશ લેઇ તાણીયા.

તરકશ તીર કમાન, હેમ જડયા હારડા
સાજ સોનેરી ગરકાવ, કટારો છે વાંકડા,
ગડમેંડાની ઢાલ, ભાલા જોને જળહળે.
એકલડા રાજકુમાર, મેહેલમાંથી ઉતરે.

હવે સદેવંત પોતે બનીઠણી મહેલમાંથી ઉતર્યા ને ઘોડેસ્વાર થઈ ચાલ્યા.

એકલડા અસ્વાર, દરબારમાંથી નીસરયા;
સાજ સોનેરી ગરકાવ, વાગે ઘોડાને ઘુઘરા.

આવી તરેહથી ઘોડેસ્વાર થઇ વરઘોડા સાથે જાયછે તો મહાજનના લોક કુંવરનું રૂપ જોઇ ઘણા ખુશી થયા.

મહાજન મોટા લોક, કુંવરને વખાણીયા,
આવ્યા સોનેરીયા ચોકમાંય, તેજીને લેઇ તાણીયા.

જ્યાં સદેવંતે કન્યાનો ઘોડો જોયો એટલે રેવંતને ખેંચી તેની થડમાં જઈ ઘોડાને ધીમે ધીમે ચલાવવા માંડયો પણ સાવલીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇને કહેછે કે રાંડ મને તો કહેતી હતી કે મારે તમારા વીના બીજા ભાઇને બાપ છે ને આ તો પરણવામાં ગાંડીતુર થઇ ગઇ છે. તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવતને ચાબક મારી કહે છે.

દોહરો:—હે રેવંત આપણાને, વળી ન કર પરાઇરે આશ;
આ કાગળની વાડીઓ, ને એમાં નથી સોરંગીની વાસ.

સોહુલો:—એમાં નથી સોરંગીની વાસ, ને અમથો જીવ મારો ફરેરે ઉદાસ.

જોબન મારૂ બાળેવેશ, હવે લખ્યુ છે મારે દેશ પરદેશ,

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ આ કાગળની વાડીમાં સોરંગીની વાસ ક્યાંથી હોય ને અમથા ઉદાસ થવુ પડે છે આવાં રીસનાં

વાક્ય સાંભળી સાવળીંગા વિચાર કરે છે કે રાજાના સામુ ન જોયુ તેથી રીસાયા પણ શું કરૂ આટલા લોકમાં કેમ બોલાવાય જો પુછેકુ સુધી એકલી રહીશ તે વખત સ્ત્રીના રૂપે આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાનમાં સમજાવે.

દોહરો—સુંદર શ્રીફળ હાથે ધરીને, ગોરી ચુડીઓરે ખખડાવે
આઘીરે ઓઢી ચુંદડીને વળી સાનુમેં સમજાવે.

સાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજો હાથ ઉંચો કરી ચુંદડીનો ઘુંઘટો તાણી ચુડીઓ ખખડાવતી રાજાને બતાવ્યું કે તમે સ્ત્રી થઇ મારે મોહોલે આવો સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્ત્રીના વેશે તેડે છે એમ ધારી પોતાને મહોલે આવ્યો હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યો ને ઉતર્યો એટલે સા-વળીંગા ગણેશ આગળ જઇ બેઠી અને સાહેલીઓ સરવે ગાવા લાગી હવે સદેવંત કુંવરે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાંથી સોળે સ-ણગાર લેઇ પહેર્યાં અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પહેરી હીરા જડીત વાળી પણ પહેરવા જાય છે પણ વેહ વીના નાકમાં રહેતી નથી તેથી વળખાં મારે છે એટલામાં રાણી પાટમદે વરઘોડો જોવા અગાશી ઉપર ચડી હતી તે નીચે રંગમોહોલમાં આવ્યાં તો સદેવંત સ્ત્રી બનીને બેઠા છે ને નાકમાં વાળી રહેતી નથી તે દબાવે છે એટલે આવીને ઓચીંતી કહે છે કે રાજા વેહ ન હોય તો લાવો આ સોયો લાવી વેહ પાડું સદેવંત પાટમદેને જોઇ મનમાં શરમાય છે

ચોપાઇ—કેમ કરી રહેશે મહારાજ, વેહે વીનાની વાળીયું,
નર ભાગી થયા છો નાર, તેતો મેં ભાળીયું.
પુરૂષ તણો જોને વેશ, તમારોરે લાજશે,
હીસી મેલતા ઢાલ, તે આ ચુંદડી કેમ છાજશે.

ઢાલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશે ને આથી તમારો

મરદનો વેશ લાજશે તે સાંભળી કહે છે.

કવીત—રાજનકી નીત ગઇ, મીત્રનસે પ્રીત ગઇ
નારકી પ્રતીત ગઇ, જતાં જીત્ર ભાયોહે.
શેખનકા ભાવ ગયો, પંચનકા નાવ ગયો,
સાચકા પ્રભાવ ગયો, જુઠ હીશો આયાહે.
મેઘનકી વ્રષ્ટી ગઇ, ભુમીસે તો અમિ ગઇ,
સ્રષ્ટીમેં વીપ્રીત, ઉઠ ધાયો હે.
કીજી સહાય કયા કરત હે કવીરાજ,
કઠીણ કરાલ કાલ, ચઢી આયો હે.

હે સ્ત્રી તું મને શીખામણ દે છે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા તે સાંભળી રાણી કહે છે તમારા જેવા નહી થયા હોય કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે કરી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇચ્છોછો શું માંસ ખાતા હશે તે હાડકાં કોટે બાંધી ફરતા હશે ? રાજા કહે રાંડ તું તારી જાંગ હાથેવતી ઉઘાડીને એમ ખુવે છે પછી રાણી રાજા ઘણું ચીડાય માટે છાનાં રહ્યા અને સદેવંત મેહેલમાંથી ઉતરી રૂમઝુમ કરતા સાવળીંગા પાસે ગયા ત્યાં બાયડીઓ ગાય છે ને હમાહમ થઇ રહી છે તળે પેસવા જાય છે તો બાયડીઓ ગોદા મારી બહાર કહાડે છે ને રાજા ધકાપાટુ ખાતા થાકયા પછી નીરાશ થઇ કહે છે રાંડે મારી મશ્કરી કરાવવાને સારૂ તેડાવ્યો એમ જાણી પોતે મેહેલની સામે જઇ નીરાશ થઇને બેઠો ને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા માંડયાં, સાવળીંગા રાજાને જોવા સારૂ ઝરૂખે આવી જુવે છે તો રાજા વેગળે બેઠા છે ને આંખમાં ઝરઝરીયાં આવ્યાં છે પછી ત્યાં રહી કહ્યું.

ચોપાઇ—ઉતારાની એકાંત, રૂદેમાં જાણીએ,
છેલ છબીલા શામ, આવોને મોજ માણીએ.

ઓ અલબેલા રાજ, ભલે તમે આવીઆ,
ગોપીચું કેરા વેશ, ભલા તમે ભજાવીઆ.

આવું સાંભળતાં સદેવંતે ઉંચુ જોયું એટલે સાવળીંગાએ ઇશારત કરી કહ્યું કે આ પાછળ થઇ બારીએ આવો સદેવંત ત્યાં થઇ સાવળીંગાના મેહેલમાં ગયા ત્યાં પલંગ ખુરશી કોચ અને પાટઆ ઢાળી મુકી છે તેના ઉપર મુખમલનાં ઓશીકાં વીગેરે તરેહ તરેહનાં ઉપર બીછાના પાથરી દીધાં છે અને રાજાને માટે ખાવાનાં દુધ, સાકર, બદામ, પીસ્તાં, ચારોલી, દ્રાક્ષ, અખોડ, કીસમીસ, અંગુર અને નાસ્પીઓ વીગેરે નાના પ્રકારનો મેવો મુખ આગળ લાવીને મુક્યો છે અને મુખવાસ સારૂ પાન સોપારી, એલાયચી, જાયફળ, જાવંત્રી તજ, લવીંગ અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા છે અને તમામ રંગ મેહેલમાં અત્તરની ખુશબો ઉડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારી રાણી સાથે નથી ભોગવ્યું પછી સાવળીંગાને સદેવંત કહે છે.

જેમ તેમ કરી બેઠા જોડાજોડ, કહે એક વાતડી;
સાવળીંગા તુજ વીણુ કેમ, જશે મારી રાતડી.
નાનાં થાજો નાર, પુરી તમારી પ્રીતડી;
હેતે ને પ્રીતે કોય, આલો રાણીજીની રીતડી.
મુખ દીઠે દુખ થાય, જ્યારે નેણાં ભાળીએ;
ચડયો કસુંબી રંગ, તે ધોઇને ટાળીએ.
સઉથી ઉત્તમ જાત, તમારી નાતડી,
સુણ સાવળીંગા નાર, માનો અમારી વાતડી.

હે સાવળીંગા કાલે તો તું પરણીને ઘેર જઇશ માટે તું મારી રાણીની રીત પાછી આપ એટલે હું મારે ઘેર જાઉં તે સાંભળી સાવળીંગા બોલી.

સાખુરો—આ જીભેથી જાઓ નહીં કહું, ને વળી રહોને આજની રાત,
આવી એકાંતો નહી મળે, ને રાજ કરોને વાલેશ્રરી વાત.
ચોપાઇ—સારાં સારાં સુંદરીરે, આપ્યાં બેસવા બીછાવણાં,
જાજમને ગાલેચ, પાથરણાં પાથરયાં.
અલબેલા રાજા, અળગું તારી જાણીએ,
છેલ છબીલા શ્યામ, આવોને મોજે માગીએ.

હે રાજા હું તો આ જીભથી જાઓ નહી કહું ને આવી તમને એકાંત નહિ મળે માટે બેસો પછી બંને પલંગપર બેઠાં હવે સદેવંત કહે છે.

દોય કરજોડી કાય, કામની તને કરગરૂ,
આપુ માલ અપાર, સાસરવાસો હું કરૂં.
સમજુ થાજે નાર, પુગી તમારી પ્રીતડી,
હેતેને પ્રીતે આલ, મુને રાણીજીની રીતડી.

હે સ્રી હજુ સુધી તારે ને મારે કંઈ છે નહિ માટે મને મુકી દે તે સાંભળી સાવળીંગા કહે છે.

નહી આલુ રાણીજીની રીત, સાંભળો વાતડી;
નથી ગમતી જરાય, માજનીઆની નાતડી.
કડવા લાગે છે દોય, વેપારી મને વાણીયા;
પહેરાવો પાટમદેના શણુગાર, કરી લેજો રાણીયાં.

હે મહારાજ હું તે તમારી રાણી થઇ ચુકી છું.

નાના કહેતાં નાર, પરાણે ના હોય પ્રીતડી;
મહાજનને ઘેર, ના આલુ મારા રાજવળાની રીતડી.
રાજવળાની મતલબ, તે જાણે અમારી રાણીયાં;
મોજ કયાંથી માણો, વેપારી તમે વાણીઆ.

હે સ્રી તું પરાણે પ્રીત કરીશ એમાં શું, તે સાંભળી સાવળીં-

ગા પોતે રૂદન કરે છે ને કહે છે.

છળ કરીને કાય, રાજા તમે મને છેતરી;
આવા નમેરા નાથ, માથે તમે ઝાઝી કરી.
આતમ પ્રાણ આધાર, જીવું નહિ તે જાણીએ;
સાચું માનજો શ્યામ, પ્રાણ અમે તો પાડીએ.

હે રાજા તમે જ્યારે એમ કરશો ત્યારે હું મારા પ્રાણ મુકીશ તે સાંભળી સદેવંત કહે છે.

સઇયરોમાં ચેરો તારો થાય, તેતો અમે જાણીએ:
લડથડતી ચાલનો વર, ગમતો નથી વાણીઓ.

રાજા દયા લાવી સાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામાતુર થઇ રહ્યા ને સાવળીંગાની કોટમાં હાથ નાંખી પલંગ પર જઇ બેઠા પછી રાજી થઇ સદેવંતને કહે છે.

મુંગીપરના રાજ, પધાર્યા મારે દોલીએ;
ધનધન મારો અવતાર, લાખેણો લાવો લીજીએ.
હઇયાં કેરાં હેત, ભેદરે બતાવીયાં;
લીલાવતી નણદે, આવી આવીને પોકારીયાં.

જ્યાં ઘણા પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાખી બેઠાં છે એટલામાં લીલાવતી નણંદ તેની બીજી સાહેલીઓ અને દેવજી વ્યાસ આવ્યા તેણે હાંક મારી તે સાંભળી સાવળીંગા કહે છે કે કેમ કરીસું ? રાજા કહે ભોગ તારા મેતો તને કહ્યું હતું કે તું મને અહીંથી જવા દે પણ તને વાતોનો રસ ઘણો રહી ગયો હતો હવે તારી નજરમાં આવે તેમ કર તે સાંભળી કહે છે.

કંથા તમે દેવળ જાઓ, ત્યાં અમે આવશું,
વળી સઘળા બોલ, ત્યાં અમે પાળશું.
રમશું સારી રાત, મોજ આપણ માણશું,

અમે ભણતાંતાં એક નિશાળ, એ છે રાજાની કુંવરી,
આવી હતી મુજ પાસ, મળવા હરખે ભરી;
જમતાં એકજ થાળ, સુતાં એકજ સેજડી;
નણંદ સાચું માન, એ સરખા સાહેલડી.

હે લીલાવતી રાજાની કુંવરીને ને મારે બાળપણનાં બેનપણાં છે તે મળવા આવી હતી એટલામાં ગોર ચુડો લેઇને પહેરાવવા આ· વ્યા. સાવળીંગા કહે છે હુંતો ચુડો પાનેતર પહેરવાની નથી ને એને પરણવાની પણ નથી માટે તમે મને કાંઇ ઉપાય બતાવો. વળી તેણે ગોરને રાજી કરવાની લાલચ બતાવી એટલે ગોરે જાણ્યું કે આ રાંડ ધાર્યું હશે તે અંતે કરશે ને હું મેલીશ એટલુ મારૂં જશે માટે વર મરો કે કન્યા મરો એમાં મારે શું એવું ધારી ગોર કહે છે.

કોઇ સરસ ઉપાય શોધો, શું અમારૂં જાય;
કહેશો તે કરશું અમો કારજ તમારૂ થાય.

આવું સાંભળી સાવળીંગા ખુશી થઇને ગોરને હજાર રૂપીયાની વીંટી પહેરાવી દીધી ને ગોરને કહ્યું કે હું મારી લવીંગીયા દાસીને મારો શણગાર પહેરાવીને બેસારૂં છું તેને પરણાવી ઘુંઘટો તણાવી જાનીવાસે લેઇ જજો, આવું સાંભળી ગોરે પહેલાં તો લપકારા લીધા પણ વીંટી ભણી નજર કરી એટલે હીંમત આવી ને બોલ્યા, બેહેન કશી ફીકર નહી હું કાંઇ ઓછો ચતુર નથી એમતો મારી બુદ્ધી મોભાગ્ર જેવી છે આવું સાંભળી સાવળીંગાએ દાશીને ભણાવીને પોતાના શણગાર પહેરાવી દીધા, ગોરે પણ લાલચને માર્યે લાકડે માંકડુ જડી દીધું ને વીધી પ્રમાણે પરણાવ્યા.

હવે સાવળીંગા દાસીના શણગાર પહેરીને જાનીવાસે ગઇ ને પેશાબનું નામ દઇ ઓરડામાં એકાંત ખાળે દાસીને લઇ ગઈ ત્યાં પોતાનો પોશાક અદલ બદલ કરી દીધો ને દાસીને કહાડી મુકીને

પોતે શેઠની પાસે ગઇ જતાંજ શેઠની આંખો અંજાઇ ગઇ ને તેજ સ્થંભ ત્યાંથી પ્રગટયો દીવસે વીજળી તો હોયજ નહી એમ ધારી ભયભીત થયા પછી તો ધીરે ધીરે જોયું તો સાવળીંગા ઓળખાઇ એટલે રાતરે આશ્ચર્યથી પોતાના પલંગમાં બેસાડી વાતચીત કરતાં શેઠનું મન વીહવળ થઇ ગયું તેથી કહે છે કે સ્રી હવે આપણે સુઇ જઇએ કારણ રાત ગઇ ત્યારે સાવળીંગા બોલી.

દોહરો--મેંરે માનીતી માનતારે, મને મળશે રૂપાશા કંથ;
પ્રથમ પુજીશ મહાદેવનેગે, વળી આવી સ્થળ એકાંત.

આવું સાંભળી રૂપાશા શેઠતો બહુ ખુશી થયા ને બોલ્યા કે તેં બહુ માથાકુટ કરી દેખાય છે પણ બળ્યું આવી તે બાધા રાખતાં હઇશું આટલી રાતે એકલાં કેમ જવાય બીક ન લાગે. સાવળીંગા મહાદેવના મંદીરમાં જઇને ઉભી. રાત અંધારી ઘોર છે નાના વીધવીધનાં પ્રાણીઓથ ચોપાસ ભય ઉત્પન્ન થાય છે જાણે આમથી આવશે કે આમથી તેમાં વળી દેરાનાં કમાડ વાસેલાં છે માટે સાવળીંગા કહે છે.

રેન અંધારી હું એકલીરે, ખાવા ધાય છે પરવત પહાડ.
બાર ઉઘાડો મારા સાહેબારે, મારાં વેરી થયાં છેરે ઝાડ.

હે રાજા આ ઝાડનાં પાંદડાં ખડખડ થાય છે ને મને બીક લાગે છે હમણે મારૂં કાળજું ફાટી જશે માટે ઝટપટ કમાડ ઉઘાડો તોય સદેવંત બોલતો નથી ત્યારે ફરી બોલી.

ચારે દીશાએ હું જોઇ વળી, ને થાકી કરી શેર બકોર;
કાંતો સદેવંત સુઇ ગયોને, કાંતો મારી ગયા છે ચોર.

સાવળીંગાએ જાણ્યું કે રાજા જો હોય તો મારો સાદ સાંભળી બોલ્યા વીના રહેજ નહી તેમ રાજા વચન આપીને આજ્ઞા સિવાય પણ રહે નહી માટે ઝરોખા વાળી દેરા ઉપર ચડી શાખ ઉતારી જોવા બેઠી ને જુવે છે તો દીવા બળે છે ને રાજા ઓરડામાં સુતા

છે ને પોપટ પણ પાંજરામાં છે. સાવળીંગાએ ઘણા સાદ દીધા તથા બાઝી બાઝીને તેને ઘણો હલાવ્યો પણ કોઇ બોલતું નથી ત્યારે માથુ કુટીને કલપાંત કરતી હાથ વડે માથાના વાળ ઉખાડે છે ને છેવટ મરવાનો વીચાર કર્યો. આટલું જોયું ત્યારે પોપટની ખાત્રી થઇ કે એનો પ્યાર સંપુરણ છે ત્યારે પોપટ સાવળીંગાને કહે છે.

માં કુટ માં કુટ કામની, તારે ઘેને ઘેરાયો ભરથાર;
રાજા ઉઠશે પ્રભાતમાં, માનો સાચેસાચુ સાવળીંગા નાર.

અરે સાવળીંગા તું શીદ મરે છે સદેવંતને કેફ ચડી છે તેથી બોલતો નથી તે સાંભળી સાવળીંગા કહે છે.

સુણરે સુભાગી પોપટા, તું તો પરભવનો મારો વીર;
સુતા સદેવંત જાગશે ત્યારે, કહે જે સઘળુ તું ધીર.

હે પોપટ સદેવંત જાગે તો કહે જે કે એતો આવીને ગઇ ત્યારે પોપટ કહે કે તું સદેવંતને હાથે ધાવ લખી જા એટલે તેમને પાકી પ્રતીત થશે પછી સાવળીંગાએ સદેવંતના હાથમાં ધાવ લખવા માંડ્યા.

નાકવેસરની કીધી લેખણી, ને વળી શાહી તંબોળની સાર;
ધાવ હથેલીમાં લખીયાને વળી સારા સારારે સમાચાર.
પુરૂષ લટકતી પાઘડી, વળી કેને થાણો થાય;
એની સમજણ લ્યો સદેવંતારે, તો પગના ધરશો બહાર.
ડોશી મળે દરબારમાંને, વળી બેહુરો મળશેરે બજાર;
એની સમજણ લ્યો સદેવંતારે, તો પગ નવ ધરશો બહાર.
આટો કુટોને ઘી ઘડો રે, રાજા છુટે કેશે જેને નાર;
વાણુ દીસે વીપ્ર મળે તો, રાજા પગ ન દઇએ બાર.
પ્રરેડા ભરેલોને સાંઢીઓને, વળી ટપ્પાકુટ કુંભાર;
એની સમજણ લ્યો સદેવંતારે, તો પગ ન દીજે બાર.
કુંભ ઘડાને કાબરારે, વળી આંશારે આંધો નાર;

એની સમજણ લ્યો સહેવંતારે તો પગ ભરજો બહાર.
વાંકડી મુછોને માંજરોને, જેને હબડે તે ન હોય વાળ;
એવે શુકને રાજા આવશો તો રાજા નીશ્ચે ખુટશે કાળ.
ડાબા જમણી તેતર બોલેને, વળી રાજા આડી ઉતરે મંજાર;
એવે સુકને શુવ આવજોરે, રાજા પગ ન ધરશો બહાર.
છાણે પહાણેને ટેકરેને, વળી સુને સજા દરબાર;
સુકે લાકડે સરોવરે, તમને ઘાલક લોહ નીરધાર.

હે રાજા એવા શુકન જોઈને ન આવશો પછી પોપટ કહે એ કરતાં સારા શુકન લખ કે તે જોઇને આવે પછી સારા શુકન લખે છે.

કોરે ઘડે કુંવારકા, જેને ખોળે અખીયાણું જવ જાર,
એવા શુકને તમે આવશો તોરે, મળસે સાવળીંગા નાર,
કુંભ કરેણાં ચીભરાં, ને વળી હનમંતને હરણાં,
જાતાં તો જમણાં ભલાં તે વળી વળતાં ડાબી બાણી,
છીંક ડાબી ધા જમણાંને વળી મંડુક ફાટુરે જાય,
એવે શુકન જો ચાલીયે, તો સેજે મેળાવો જોને થાય,
તરૂવર ઉપર તેતર લવે વળી તરણ તરણ શબ્દ કરે,
રેવંત ઘોડો હાંકજોરે, તો સમુદ્ર પાર ઉતરે.

ચોપાઇ.—સારા સારાએ શુકન જોઇ, વાલમ વેહેલા આવજો
નાના મોટા સંગાથ, ભેળા નવ લાવજો.

મહારાજ આવો તો એક આવજો પોપટ કહે લખી રહી સાવળીંગા કહે હજુ લખવું છે. ને હથેળીઓ તો ભરાઇ ગઇ હવે ક્યાં લખું પોપટ કહે આ કમાડે લખ, પછી કમાડે લખે છે,

સોહલો—આંખે આંસુડાની ધાર, કામની ધાવ લખે કમાડ,
જોબન મારૂ બાળવેશ, ક્યાં મેલી જાઓ પેઉ પરદેશ.

ચોપાઇ:—આંખે આંસુડાની ધાર, અલબેલી ઉડીયાં,

સુણો સદેવંતરાય, અંઝનમ છુટીયાં,
પ્રીતોનાં પરીખાણ, તેતો અમે જાણીયાં.
આવી છે રાણીજીની રીત તે કેમ વેઢાળે વાણીયા.
સુણ સદેવંત રાય, મલ કરીયા આકરે,
હું છું બાળ કુમાર, જાઉંશું સાસરે.

હે મહારાજ તમે બોલતા નથી તો હવે હું કુવારીને કુંવારી સાસરે જાઉંછું આવી તરેહથી સાવળીંગા બોલી એટલે મંડપની બતરી પુતળીઓએ દાંત કહાડયા ને સાવળીંગા પુતળીઓને કહે છે.

દોહરો:—સુણ થંભાને સુણ થાંભલી, સુણ બત્રીશ પુતળીયાં.
સદેવંત જાગે શાખ પુરજોરે, મારી સગીરે બેનડીયાં.

પુતળીઓ કહે તારી બેન થઇને સદેવંતની સાળી થઇ શાખ કોણ પુરે ત્યારે સાવળીંગા ગરજની મારી કહે છે;

સુણ થંભાને સુણ થાંભલીને, સુણ બત્રીસ પુતળીયાં.
સદેવંત જાગે શાખ પુરજો, મારી સગીરે નણંદલીયાં;
સાવળીંગા ધાવ લખી રહીને જતી વખત મનને કહે છે.
ધાવ લખીને ઉઠીયાં, વળી મનમાં કરેરે વિચાર,
સુતો મેલીને અમે ચાલીયાં, મને ઘડીએ ન લાગીરે વાર.
પીઉ તમને સત કહું. તે વાત માનો નીરધાર.
સારા શુકન જોઇ આવજોરે, નીકર પગ ન ધરશો બહાર.

એવી રીતના ધાવ લખીને પોતે ઘેર આવીને સુઇ રહી સવારમાં જાન વીદાય કરવા માંડી તે વખત સાવળીંગા વીચાર કરે છે કે હું મારી સાહેલીઓને મળુતો ખરી એમ કરતાં વાર થાય તો રાજા આવી પોંચે એમ ધારી સાહેલીઓને મળવા જાય છે એટલે તેની લીલાવતી નણંદ બોલી કે હવે સાહેલીઓની માયા મુકીદો ને હવે ઘેર જઇને મારો ભાઇ તમારી બધી હોંશ પુરી કરશે હવે રાજા તો હજુએ આવ્યો નહિ

માટે સાવળીંગાએ રથમાં બેસતી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડી નાંખીને વીણવા બેઠી તો પણ રાજા આવ્યા નહી પછી નિરાશ થઇને પોતે રથમાં બેઠી એટલે ચાલતે ચાલતે પાંચ ગાઉ આવીને ભાતુ ખાવા બેઠા એટલામાં એક ગોવાળીઓ ત્યાં થઇને જતો હતો તેને સાવળીંગાએ છાને માને એક દાગીનો આપીને કહ્યું કે તું અહીં બેસજે ને સદેવંત રાજા આવે તો કહેજે કે સાવળીંગા તો ગઇ પણ તમને ઘડી વીસરતી નથી માટે તમે તેને મળી આવો પછી સરવે ખાઇને ચાલતાં થયાં ને ઘડી દહાડો રહ્યો તે વખત જાન પારાનગરમાં વાજતે ગાજતે આવી આ વખત માલણ સાવળીંગાને ફુલ આપવા ગઇ ત્યાં સાવળીંગાને ઉદાસ જોઇ પુછવા માંડયું કે તમે ઉદાસ કેમ થયાં છો જે વાત હોય તે મને કહો હું તમારી વેચાણુછું મારી સાથે પડદો રાખશો નહી સાવળીંગા કહે એ મને વચન આપ એટલે હું તને બધી વાત કહું એવું સાંભળી માલણે સોગન ખાધા

નગરમાંથી જોને આવતાંને, મેંતો કીધાં ઘણાંરે ચરીત્ર
તોએના આવ્યો મારો સાહેબોરે માલણમારે નથી બીજાશું પ્રીત

હે માલણ સદેવંત રાજાને મળવા મેં ઘણી કળા કરી પણ તેતો મળ્યા નથી તેના વીના આ જગતમાં બીજાનું મારે કામ નથી એવું સાંભળીને માલણ કહે છે બાઇ તું કાંઇ તે વીશે ફીકર રાખીશ નહી હું તને મેળવી આપીશ એમ કહી ઘેર ગઇ હવે સદેવંત સુતો છે. તે ઉઠયો ને જુએ તો કાંઇ માલમ પડયુ નહી.

કાંતો વણીકે ભોળવીને, વળી કાંતો ગઇ તે સોય,
પરનારીશું પ્રીતડી તમે કદીયે ન કરશો કોય.
ચોપાઇ—ભુલ નકરશો કોય, પરનારીશું પ્રીતડી;
લઇ ગઇ જોને તેહ, રાણીજીની રીતડી
પ્રીતના પરમાણ, તેતો મેં જાણીયા.

કડવા કીધા રાજાનં, વહાલા કીધા વાણીયા.

એવી રીતે ક્રોધ કરીને રાજા બોલ્યો તેવામાં પોપટ કહે છે કે હે રાજા તમને કાંઇ ખબર તો છે નહી ને ઠાલી ક્રોધ શીદ કરો છો એતો તમારી પાસે આવીને તમને જગાડવા માંડયા પણ તમો જાગ્યા નહી ત્યારે ધાવ લખીને ગઇ ત્યારે રાજા પોપટને કહે જે તેં મને કેમ ન જગાડયો ? માટે તને મારી નાખીશ એવું સાંભળી પોપટ કહે છે હે રાજા નાહક શીદ મારોછો ને મને છુટો મુકો હું મારે ગમે ત્યાં જઇશ એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહયો પછી ઉદાસ થઇને પોતાને ઘેર આવીને એક ઘોડો લેવા સારૂ ઘોડારમાં ગયા તે વેળા રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા સાવળીંગાએ તમને ગાંડાતુર બનાવી દીધા છે તે હું જાણુંછું પણ વીચાર તો કરો કે મારા જેવી રાણી છતાં તમો એ એક વાણીયાની છોકરીમાં શું વધારે દીઠું ? તે ભુત જેવા બની ગયા છો ત્યારે રાજા કહે છે.

વાહ નારી કેરાં વેણુ, ભમર કેરી પાંખડી
સુંદર ચોલ મજીઠ, આંજી જેની આંખડી.
બોલે ચંગાચંગા વેણુ, લાગે બહુ પ્યારીમાં
સાવળીંગા સમરૂપ, રસાળ નાવે બીજી નારીનાં.

હે સ્ત્રી સાવળીંગા બરાબર બીજી કોઇ દુનીયામાં નથી ને તું તો એક એની દાસી બરાબર છુ એવુ સાંભળીને રાણીને રીસ ચઢી તે કહે છે કે સાવળીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ પેલા વાણીયાને લેઇ જવા દીધી.

આવર પુરૂષ લેઇ જાય, જાતાંરે તેને રોકીએ,
શું મોહોઢુ લેઇને આમ, ઝપાટા ઠોકીએ.

તમે કહેતા હતા નથી કામ, તે તો છે વાણીઆ.
લેઇ ગયા રૂપાશા શેઠ, તમારી રાણીઆં.

હે રાજા ધીક્ક છે કે તમારી સાવળીંગા ઘણી વહાલી હતી તેમ છતાં તેને લેઇ જવા દીધી માટે તમને નાનમ છે એવી રીતનાં રાણીના શરમના બોલ સાંભળીને સદેવંતને ઘણો ક્રોધ ચડયો તેથી રાણીને કહ્યું કે તું શું કરવા બડબડાટ કરે છે જો તો ખરી એને લાવ ને પટરાણી કરૂ તોજ મારૂ નામ સદેવંત એટલુંજ કહીને પોતે તે જ વખતે એકલો ઘોડાપર સ્વાર થઇને ચાલી નિકળ્યો ને દરવાજે આવ્યો એટલે બારોટ સાવળીંગાને વળાવી પાછો આવતો હતો તે સામો મળ્યો તેને સદેવંતે કહ્યું કે સાવળીંગાની શી ખબર છે બારોટ કહે કે એણે તો તમને મળવાની ઘણીવાર કરી પણ તમે આવ્યા નહી ને હવે તો દશ ગાઉ પોંચી હશે એવું સાંભળીને તેણે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગયા એટલે ત્યાં ગોવાળીઓ રાજાને દેખી કહે છે.

દોહરોઃ—સાજ સોનેરી ઘોડો જરકશી, ને વળી અલબેલારે અસ્વાર.
ઉભા રહોરે મારા ઠાકરા, તો કહું સાવલીંગાના સમાચાર

હે રાજા ઘોડો ઉભો રાખો હું તમને સાવળીંગાના સમાચાર કહું. તે અહીં મને બેસારીને ગઇ છે ને કીધુ છે કે રાજા આવે તો કહેજે કે સાવળીંગા તમારી વાટ જોઇ જોઇ હમણાંજ ગઇ એવું સાંભળીને રાજા ચાલતો થયો એવામાં રાત પડી તેથી રસ્તામાં એક દેવળમાં જઇને ઘોડો બાંધીને ભુખ્યો તરસ્યો સુઈ રહયો હવે સાવળીંગા પાસેથી માલણ ગઇ ને સાવળીંગા એકલી બેઠી છે એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને કહે છે કે ચાલો રંગમેહેલમાં સુઇ રહીએ સાવળીંગા કહે હાલ મારે નીમ છે મેં પીયરથી આવતાં માનતા માની છે કે ખેમકુશળ સાસરે પહોંચીશ તો સાત દીવસ સુધી એકાંત સુઇ રહીશ એવું સાંભ-

ળીને શેઠ તો ખુશી થયા કે મારી સ્ત્રી મહા ચતુર છે એમ વીચારીને પોતે તો ઓરડાના બહાર સુતા હોલમાં બાય સુતી છે એવામાં મધરાતે સાવળીંગા ઉદાસ થઇ કહે છે

ચોપાઈ—ઉંચારે મેહેલ આકાશ, તોરણુ જોને જળાહળે.
વરસે રૂતુએ મેઘ, નહી જળ ખળભળે.
રાત અંધારી ઘોર, નથી કોઇ જોડીયાં;
કંથ તમારે કાજ તજી છું દોલીઆ.

એવી રીતે સોચ કરતાં સવાર થયું એટલે શાવળીંગાની દાસી અને ગામના રાજાની કુંવરીની દાસી બંનેને દોસ્તી હતી તેથી તે રોજ નદીએ નહાવા જાય છે હવે એક દીવસે તે નહાવા ગઇ છે. અહીંઆં સદેવંત પણુ તે જ નદી ઉપર આવી પાણી પીવા બેઠો પણુ પોતાની પાસે વાસણુ નથી અને ખોબેથી પીએ તો હાથેળીનાં લખેલા ધાવ ધોવાઇ જાય માટે જાનવરની પેઠે મોહોડેથી પાણી પીધુ તે જોઇને સાવળીગાની દાસી કંકાવતી કુંવરીની દાસીને કહે કે હે બેહેન આ કોક મોહોડેથી પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શું ? તે સાંભળીને કુંવરીની દાસી હોંશીયાર છે તે કહેકે એ કોઇ કામી પુરૂષ છે એના હાથે ધાવ લખેલા છે અને કોઇ મોટો માણુસ છે જેવો તેવો નથી એમ કહીને બંને જણીઓ ધર ભણી ચાલી ને કંકાવતીની દાસી તો ઘેર જઇને બાઇને કહ્યું કે તમે ઇચ્છાવર વરવા ધારોછો માટે મનખો સફળ કરવો હોય તો તમારા લાયક વર નદી કીનારે આવ્યો છે હવે સાવળીંગાની દાસીએ પણુ બધી વાત સાવળીંગાને કહી તે સાંભળીને સાવળીંગા વીચાર કરવા લાગી કે નકી સદેવંત કુંવર આવ્યા હશે માટે માલણુ આવેતો ખબર કઢાવું એવો વીચાર કરે છે અને કનકાવતી જ પોતાની દાસીને તથા કેટલીક સખીઓને લેઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને બોલાવવાને ખુબ ચાળા કરેછે પણુ સદેવંત તેના ઉપર કાંઇ

ધ્યાન રાખતો નથી તોપણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો મોતીનો હાર તોડીને મોતી લઇને કાગડા ઉડાડવા લાગી ને ચીરમાં કાંકરા ભરીને પછાડે છે વળી નખવતે ટીંપે ટીંપે ઘડો ભરવા લાગી પણ સદેવંત તેના સામું જોતો નથી ત્યારે કનકાવતી બોલી.

દોહરો:—નખવતે ઘડો મેં ભરયો, ને વળી મોતીએ ઉડાડયા જોને કાગ,
કાંકરે ચીર કુટીકુટીયુ, ને વળી તોએ ન બોલે ઠગ

એ રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચારયું કે મને ઠગ કહ્યો માટે હું ઉત્તર આપું,

નથીરે શેહેર ગોરી માહરૂ ને, કાંઇ નથીરે બોલ્યાનો લાગ,
એવી વીમાલણુ ના કરૂ તો, કદી નાવે વિજોગનો તાગ.

હે સ્ત્રી હમણાં મારે બોલવાનો લાગ નથી ને અહીં મારૂં શહેર નથી ને વળી બોલવા જાઉતો મારા વિજોગનો તાગ કદી ના આવે એ રીતનું સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી મોહીત થઇ ને ખુબ કામાતુર થઇ તે વખતે નીમ લીધેલો કે વરૂતો આને બીજા ભાઇ બાપ સદેવંત કહે કે હે સ્ત્રી એ વાત કરીશ નહી કેમકે તું રાજાની કુંવરી છે તે તને કોઈ નહી કહે પણ મારૂં તો માથુ જાય. એવું સદેવંતનું વચન સાંભળીને કનકાવતી કહે તમારા સામી કોઇ આંખ ઉંચી કરેતો તેની આંખ ફોડાવું ને તમે મરો તો હું પણ જોડે મરૂ તે વારે કુંવર કહે છે તું કોણ ને હું કોણ ને તારી સાથે મારે કાંઇ કામ નથી ત્યારે કનકાવતી કહે રાજા મારા જેવી નહી મળે માટે હાથમાં આવેલો હીરો ખોશો નહી એવું સાંભળી સદેવંત કહે છે તારા જેવી તો મારે ઘેર લુંડીઓ છે એવી રીતે રાજા કહે છે પણ કનકાવતી વારે છે કે એતો ગમે તેમ બોલે પણ મારેતો સારૂ લગાડવું જોઇએ એમ ધારીને કહેછે

હું છું તમારી નારીમાંને, તમે પ્રીતમ મારા સુજાણુ
વરનું તો તમને વરનું, નીકર મુકીશ મારા પ્રાણ.

હે રાજા તમારી સ્ત્રી થઈ ગુજરૂં છું માટે તમે વરશો તો ઠીક છે નીકર હું મરીશ એ રીતે કહીને કનકાવતીયોતે પોતાના મહેલમાં ગઈ હવે સાવળીંગા માલણની વાટ જુએ છે એવામાં માલણ આવી તેને સાવળીંગા કહે કે મારા પ્રાણપ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે માટે તેમની પાસે ઘોડો છે તે તારે ઘેર ઉતારજે પછી બાવાનો વેશ લેવરાવી મારા મેહેલે મોકલજે જ્યારે હું તેમને જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ તેવારે માલણ પણ વખત જોઇને બોલી વાત તો ખરી પણ મને ખરચી પાણી તે સાંભળી સાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહોરો કહાડીને આપી તે લેઇ ખુશી થઇને માલણ કનકાવતીને મહેલે ફુલ આપવા ગઇ તેને કનકાવતી કહે છે મારા લાયક જેવો જોઇએ તેવો વર નદીને કીનારે આવ્યો છે તેને તેડી લાવીને મારી સાથે પરણાવીશ તો તારો ગુણ નહિ ભુલુ એમ કહી એક હજાર રૂપિયાનો દાગીનો માલણને આપ્યો તે લેઇ કહે કે બાઇ કાંઇ ફીકર રાખશો નહી આજ હું તે જ કામ કરવાની છું એમ કહી માલણ ઘેર આવી તેનો ધણી કહે રાંડ આટલી બધી વાર કેમ થઇ તે વારે માલણ પેલો અવેજ દેખાડયો એટલે માળીભાઇ છો રાજી થઇ કહે કે હવે હું તને કદી કંઇ નહીં કહું ને હવે તારી નજરમાં આવે તો કોઇ હૈયાનો ફુટયો અને ખીસ્સાનો તર હોય તેની દોસ્તી કરીને આપણે ઘેર તેડી લાવજે પછી તેને ખાઇને ખોખું કરીશું માળીની એવી રજા મળી તેથી માલણ તો તે જ વખત બેડું લેઇને નદી ઉપર આવીને સદેવંતને જોઇ ચાળા કરવા લાગી સદેવંત વીચારે છે આ બધું ગામ આવું છે કે શું પણ જેના સારૂ આપણે અહીંયાં આવ્યા છીએ તેનો મેળાપ કેમ થાય જો ઘોડો ના હોત તો હું એકલો ગામમાં ગમે ત્યાં ફરીને ખબર કહાડત એવી રીતનો વીચાર કરે છે એટલામાં માલણ પાસે આવીને પુછે છે.

કીયારે દેશના તમે રાજવીને, વળી કીયારે તમારાં ગામ;

શાને કારણ તમે આવીયારે, વળીશું છે તમારે કામ;

હે મહારાજ તમે કયા દેશના રાજા છો ને અહીંઆં શા કામે આવવું પડયું છે ? માલણના વચન સાંભળી સદેવંત કહે છે.

નથી અમે રાજવીને, વળી છેટે અમારરે ગામ.
આવ્યા છીએ પરદેશમાં, ને ભુંડી ચાકર રહયાનુરે કામ.

હે સ્ત્રી અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ તે સાંભળી માલણ કહે છે.

ચાકર જોગ નથી સાહીબાને, વળી સોસો નોકર તમ ઘર હો;
આવ્યા છો કુળવંતીને કારણે વળી અસત્ય વચન શું કહો

હે મહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કારણે આવ્યા છો તે હું જાણું છું આવાં માલણનાં વચન સાંભળી સદેવંતને ખાત્રી થઇ કે નકી એણે મોકલેલી પણ એનું નામ એની પાસે દેવરાવુ પહેલું કહીશ તો પછી એ નહી હોય ત્યારે ફજેતી થશે માટે તેને જ પુછુ એમ કહી કહે છે.

સોહલો:—કોણ નગરમાં રાજ કરે, અનેકોની કોની દવાઇ ફરે;
તારા શેહેરમાં સુખીયાં કોણ કોણ છે, તે વાત મુજ આગળ કહે

હે સ્ત્રી આ નગરમાં કોણ રાજા રાજ્ય કરે છે ને કોની દવાઇઓ કરે છે તારા શહેરમાં સુખીયાં દુખીયાં કોણ છે તે મને કહે માલણ સદેવંતનું કહેવું સાંભળીને કહે છે.

રાજા વીરમદે રાજ કરે, પૃથુરાજની દુવાઇ ફરે;
એક દુખીયારી રૂપાશાની નાર, તેના તમે લાગો છો અણુસાર.

હે મહારાજ આ ગામમાં વીરમદ રાજા રાજ્ય કરે છે ને પૃથુરાજની દુવાઇ ફરે છે દુખીઆરામાં એક રૂપશા શેઠની સ્ત્રી સા-વળીંગા છે તેના તમે પરમપ્રીય છો આવાં માલણનાં વચન સાંભળી સદેવંત ઢળી પડયો ને કહે છે હવે તું મને તારે ઘેર લેઇ જા પ્રથમ

તો મારા મનમાં એવું આવ્યું હતું કે હમણાં એક આવીતી તેવીજ તું હઇશ પણ હવેથી તને મારી બેન ગણીશ.

તુને આજથી મારી બેન ગણું, ને તારા સાસરીયામાં વડાઇજ કરૂં;
નવું પહેરાવું દક્ષણનુ ચીર, કરી લે મને વાલેસરી વીર.

માલણ સદેવંતને કહે છે મારે તો ચીર જોઇતું નથી પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું માલણ કહે કે જે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે સદેવંત કહે એ વાત કરવી નહી. માલણ કહે ત્યારે તમે સાચા બોલા નથી સદેવંત કહે એક વખત મને સાવળીંગાં મળે તે પછી એને પરણીશ માલણ કહે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂ કામ થશે કેમકે એ રાજાની કુંવરી છે ને તમે તેની ઓથે જશો તોજ સાવળીંગાની વલે કરશો પછી માલણ સદેવંતને લેઇ પોતે અગાડી ને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે ત્યારે પોળના લોકો સદેવંતને પુછે છે કે ભાઇ તમે કોણ છો ત્યારે સદેવંત તેમને જવાબ દે છે.

અમે જતના સોદાગર છીએ, આ બાઇના પીયરમાં રહીએ;
મારે એને ફૂળીઆ હાળજ છે, ને તે માટે મને ભાઇ ભાઇ કહે.

સદેવંત આવી રીતે તે લોકોને જવાબ આપતો માલણની પાછળ પાછળ તેને ઘેર ગયો માલણે નહાવા સારૂ ઉનુ પાણી કરી નવરાવ્યો ને રસોઇ તઇયાર કરાવી કહ્યું કે મહારાજ જમવા ચાલો ત્યારે સદેવંત કહે કે હું તો તેને નજરે જોઇશ ત્યારે અનપાણી લેઇશ નહી તો લેનાર નથી માલણ કહે કે મહારાજ તમે જમો તો ખરા એને તો જોગી થશો ત્યારે દેખશો પછી સદેવંત કહે જોગી થઇ એને જોઇ આવું પછી જમીશ માલણ કહે એમ કરો પછી સદેવંતે પોતાના શરીર ઉપર ભભુત ચડાવી દીધી ને માથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝંડો લેઇ પોતે અવધુત બની તઇયાર થયા

પછી માલણ કહે છે કે તમે તેના મેહેલ આગળ બેફીકરથી જજો કોઇ તમને રોકશે નહી કેમકે તમારે સારૂ તો એ સદાવ્રત આપવાનું માંડી બેઠી છે માલણનું વચન સાંભળી પોતે શેહેર ભણી ચાલ્યા.

ચોપાઇ—છુટે કેશે કોઇ, નગરમાં ચાલીયા;
ભભુત ગોળા હાથ, બાળે નાથે ઝાલીયા.
અછતવાળા અતિત, નગરમાં ચાલીયા;
સારા શેહેરના લોક, ચાકરે ચડાવીઆ.

જ્યારે સદેવંત આવા ડોળથી સાવળીંગાના મેહેલ આગળ સોનેરીયા ચોકમાં જઇ અલેખ જગાવ્યો ત્યારે સદેવંતનો અવાજ સાંભળી સાવળીંગા વિચાર કરે છે.

જોતો મારો શ્યામ તે તો નિશ્ચે કદી જાણીએ;
આવો હવે કરીએ એકાંત, સાકરો તો વેંચીએ.

જ્યાં સાવળીંગા ઝરૂખે આવી જુએ છે તો સદેવંતને દીઠો પછી ખુશી થઇ રાજાને કહે છે.

પગરે પ્રમાણે પેહેરી ચાખડીને, રાજા છુટારે મેલ્યા જોને કેશ;
સુણ રાય સદેવંતરે, તેં તો ભલો ભજાવ્યો વેશ

હે મહારાજ તમે મારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશ ભજવ્યો છે પછી સદેવંત સાવળીંગાને શણગાર સજેલા જોઇ કહે છે

ભારે રૂપ જોને આગળીરે, તારા મનમાં નથી જોને ટેક;
સુણ રાણી સાવળીંગારે, તેં તો ભલો બગાડયો મારો ભેખ.
ચોપાઇ—સજ્યા છે સોળ શણગાર, વળી પાડયાં છે પટીયાં
જોયાં મોતીનાં પરિયાણ છુટી હોય લટીયાં.

હે સ્ત્રી તેં તો મારા ભેખને એબ લગાડી કેમકે જો મેં જોગીનો વેશ લીધો તો તારે મારી માફક દીલગીરીમાં રહેવું જોઇતું હતુ પણ તેં તો શણગાર સજ્યાં વળી પટીયાં પાડયાં છે માટે જો સાચી પ્રીત

હોય તો છુટાં રાખવાં જોઇએ આવાં સદેવંતનાં વચન સાંભળીને સાવળીંગા કહે છે.

સજ્યા છે મેં લોક લાજને કાજ, પાડયાં છે પટીયાં
હઇયામાં ઝાઝી છે હામ, છુટાં છે લટીયાં.

હે મહારાજ મેં તો ઉપરથી લોકોને દેખાડવા સારૂ શણગાર સજ્યા છે ને પટીયાં પાડયાં છે પણ મારા હઇયામાં તો છુટેલાંજ છે એવી વાત કરે છે એટલામાં એની નણંદ લીલાવતી આવીને કહે છે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેશી રહ્યાં છો સાવળીંગા લીલાવતીને જોઇ મનમાં (વળી આ પાપ કયાંથી આવ્યું) હવે રાજા સાથે વાત થશે નહી ને વરસાદ આવવા માંડયો માટે તેને લોટ આપવાનું કરી હેઠે જઇ વાત કરી આવું એવું ધારી નણંદને કહે છે.

મેહુલો વરસે કાળીધાર, બાળો જોગી ઉભો છે દ્વાર;
બાળો જોગી બહાર ભીંજે, ને કહો તો બા અમે ભીક્ષા દીજે

હે બાઇ આ જોગી બહાર પલળે છે તેને કહો, તો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનુ નામ સાંભળી ઝરૂખે જુવે છે તો કોઇ મહા તેજસ્વી રાજયહંસ જેવો દીઠો.

**કવીત**—તારેકી જોતમાં ચંદ્ર છુપે નહી રવી છુપે નહિ બાદલ છાયા;
રાડ પડે રજપુત છુંપે નહી, દાતા છુપે ન ઘર મંગન આયા
ચંચલ નારીકો નેન છુપે નહી પ્રીત છુપે નહી પીઠ દેખાયા;
કવી ગંગ કહે સુણ શાહ અકબર કર્મ છુપે નહી ભભુત લગાયા.

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પાથરમાં ધકો મારયો હતો એવો છે એવું ધારી ગોશ કરી સાવળીંગાને કહે છે.

સોરઠો—[illegible] એ [illegible] ને ઉંનાળે વહુ એ તમારાં ચીર
[illegible] હીરે [illegible], ને [illegible] તો [illegible] સોને [illegible]

હે ભાભી તમે તો [illegible] હતાં કે કોઇ [illegible] છે પણ એવો

કેમ કમા છે સાવળીંગા કહે આપણે શું ગમે તે હોય આપણે તો તેને અભ્યાગત જાણીને આપવું છે આવુ સાંભળી લીલાવતીને રીસ ચઢી ને શિપાઈને બોલાવીને કહ્યું આ જોગીને મારી કહાડો ને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો નહી પછી સિપાઇએ સદેવંતને ધક્કા મારીને કહાડયો હવે સદેવંત સાવળીગા ઉપર ક્રોધ કરીને કહે છે કે રાંડે મને ધક્કા મરાવ્યા પછી માલણની પાસે જઇ બધી હકીકત કહી માલણ કહે ભાઇ તું જમી લે ને હું એની પાસે જઇ તને કાલે મળે એવો બંદોબસ્ત કરી આપીશ પછી સદેવંતે ખાધુ હવે માલણ ફુલ લેઇ સાવળીંગાના મહેલે ગઇ સાવળીંગાએ માલણને જોઇ એટલે તેના ખોળામાં માથું મુકી ધ્રુશકે રોવા બેઠી અને કહ્યું કે મારી નણંદે એમને કહાડી મુકાવ્યા અને સીપાઇને હુકમ કરયો કે હવેથી કોઈ ભીખારીને પેસવા દેશો નહીં માલણ કહે તું શીદને ચીંતા કરે છે એવા તો સો ઉપાય કરી તારા મોહોલે મોકલશું સાવળીંગા કહે એ વાત ખરી પણ મેં શેઠને સાત દીવસનો વાયદો કરયો હતો તે સાત દીવસ આજ પુરા થશે માટે કેમ કરવું હવે તો કાંઇ ઉપાય ખોળ નહી તો મરવું પડશે તે સાંભળી માલણ કહે તું એમ કરજે કે શેઠ તારી પાસે આવે તે વારે કહે જે કે મેં સાત દીવસનો નીયમ લીધો હતો પણ હવે મારી આટલી હુંશ પુરી કરો કે આપણે બાગમાં ઉજાણી જઇએ ત્યાં સોગઠાં બાજી રમી જમીને ઘેર આવ્યા પછી તમે કહેશો તેમ કરીશું પછી શેઠને કેફ ખવરાવીને બાગમાં સુતો મુકીને હું અને સદેવંત બાગની પાછળ બેસીશું તે પછી તું મારી પાસે આવજે એટલે સરવે ઉપાય કરીશુ હવે માલણના કહ્યા પ્રમાણે સાવળીંગાએ શેઠને કહ્યું પછી શેઠે પણ મોહને લીધે હા કીધી બીજે દીવસે શેઠ એક બે ચાકર અને સાવળીંગાને સાથે લેઇને બાગમાં ગયા છે હવે રસોઇયો રસોઇ કરે છે ને શેઠ તથા

સાવળીંગા બાજી ખેલે છે. તેમાં સાવળીંગા દોહરા બોલતી જાય છે ને સદેવંત બાગની પાછળ બેઠો છે ત સાંભળે છે.

દોહરો—સાવધાન થઇ સાંભળોને, વળી બેઠા બેઠા જોને બહાર;
તમ કારણ અમે આદર્યું, ને વળી પડ પાસા પોબાર.

ચોપાઈ.—સાંભળ મારૂ વેણ, તું મનમાં સાચુ ધાર;
જેમ બને તેમ જલદી કરો, પડ પાસા પોબાર.

તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો:—હવે ઉતાવળ મત કરો, ને વળી ઝાઝી નથી કાંઇ વાર;
દેવાંઇ જોગે મેળા થશે, ને વળી પડ પાસા પોબાર.

તે સાંભળી સદેવંત કહે છે.

દેહરૂં દીઠુ જોને દેવનું, ને વળી દરશન કરવારે જાય;
દરશન તો પરસન નહી, ને વળી પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે ને વળી અમરીત દીઠું સાર;
દીઠું પણ ચાખ્યું નહી, ને વળી પડ પાસા પોબાર.

એવી રીતનું બંનેનું સામસામુ બોલવું સાંભળીને શેઠ કહે છે એ કોણ બોલે છે ? એટલે સાવળીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદ્રષ્ટ થઇને બોલે છે પણ તે આપણને વીઘન કરશે પણ તમે કાંઇ ડરશો નહી લ્યો આ ગોળી મારી પાસે છે તે ખાઓ એટલે કાંઇ બીક લાગશે નહી આ ગોળી મારા બાપને ઘેરથી એક વીદ્યાના બળવાન પાસેથી મંગાવીને લાવી છું તે ખાય તો કોઇ ભુત પલીતથી બીહે નહી એમ કહીને માલણની આપેલી કેફની ગોળી આપી તે શેઠે ખાધી એટલે થોડી વારમાં બેભાન થઇને ઉંઘવા લાગ્યો પછી સાવળીંગા દીશાએ જવાનુ બાનુ કરીને સદેવંત પાસે ગઇ ને શેઠ તો પડી રહ્યો પછી સદેવંતને સાવળીંગા બેને માલણ તે રાજાની કુંવરી કનકાવતી પાસે તેડી ગઈ રાજાને આવતો જોઇને સાવળીંગા-

ને આને રાજાને પલંગ ઉપર બેસારયા પછી ત્રણે જણ વાતો કરવા લાગ્યા હવે સદેવંતની હુંશીયારી જોવાને કનકાવતી સમસ્યાએ પુછે ।

સોંઘામાં સોંઘુ કયું, ને રાજા વહાલામાં વહાલુ શું હોય;
દેખતામાં દેખતો કોયોને, રાજા અંધામાં અંધ જોને કોય.
શામાં શું હસવા પણું, ને રાજા કીયા ગાયનમાં ગુણ;
અતી સુખ શેમાં રહયું, તે વળી સુખે સુવેરે નહી કુણ;

તે સાંભળી સદેવંત કનકાવતીને ઉપર આપે છે.

રાજા કહે રાણી સાંભળોને, વળી પુછયો તેનોરે પાર,
અકલ નથીરે કાંઈ એવડીરે, રાણી રાખજો મારો તમે ભાર;
સોંઘુ જે મફત મળેને, વળી જીવથી વહાલુ નહી કોઈ;
જ્ઞાની આંખે દેખતો ને વળી અજ્ઞાની અંધજ હોય;
હસવી વૃધની વરણાગી, ને વળી ગુણ હરીગાયન માંહ્ય;
સુખ અતિ સંતોષમાં, ને વળી કંજુસથી સુખે કેમ સુવાય.

હે રાણી તમે પુછયું તેનો આ જવાબ તે સાંભળી કનકાવતી ફરી પુછે છે ને સદેવંત ઉત્તર આપે છે.

આમ વીયાણી આંદરે, ને રાજા વાછરુ વાડારે માંય;
સોનાની ઝુલે પારણે, ને તેનાં છોકરાં લશકર માંય.
સુરો રણ સંગ્રામે ચડે ને, વળી શસ્ત્ર તે બાંધે સાર;
પાકુંક ભોળી જામગીરીરે, રાણી પુછયાનો તે લો પાર.
ઘડી ઘડી પણ ભાગી નહી, ને વળી કકડા થયા બે ચાર;
વગર પાંખે ઉડી ગઈ, તે રાજા તેનો કરોને વિચાર.
ભોગવી પુરૂષને ભાવતી, ને ભુંડી જગત વિખ્યાત એહ;
સુર્ય પછી ચંદ્ર ભોગવેરે, રાણી રાત કહી તમે એહ.
લંક લુંટાણુ સીતારણ, રાજા નહીરે લંકાપતી રાય;
જીસ કારણ કઊરવ ખુપ્યાને, તમે મુજથી મંગાવો આશ નાથ.

સહુથી સરસ વખણાય છે, રાણી મસ્તકપર માય હોય;
રાણી પુછો પ્રેમથીરે, એતો કામની ઓઢણુ ચીર.

અંગ કાળું ને દાંત ઉજળા, ને વળી ચાલે ધીમેરે ચાલ;
સાસુ વહુ ને દીકરીરે એમાં ત્રણેનો એક ભરથાર.

સોળ સજે કામનીને, તેમાં રૂડોરે એ શણગાર;
ગજદંત ચુડો દીપતોરે, ને કામની કરે શોભે સાર.

સોપારી જેવડું સારંગડું, વળી તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન જડ્યાં, એક ધરતી ને બીજું આભ
આંખની કીકી.

નગરમાં જેને નાગી ફરે, ને વળી વનમાં પેહેરે જેને ચીર;
તે માંહેનાં ફળ લાવજે, મારી સગીરે નણંદના વીર.
સોપારી.

હે રાણી પુછવાની ઇચ્છા હોય તો પુછો કનકાવતી રાજાનું વચન સાંભળી ખુશી થઇ અને વહાણાનું પોહોર થયું એટલે પોતાના પીતાની પાસે જઇ કહે કે હે પીતા જે હું જળદેવતીને ઇચ્છાવર વરવાને રોજ ગાગર બેડીયાં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે. વીરમદે રાજા કહે છે કે કોણ છે ? કનકાવતી કહે રાજા શાલીવાહનનો કુંવર સદેવંત આપણા નગરમાં આવ્યો છે રાજા કહે અહીયાં તેને એકલો આવવાનું શું કારણ છે ? તેના શહેરના નગર શેઠની કુંવરી સાવળીંગા કરીને આપણા ગામમાં રૂપાશા શેઠ પરણીને લાવ્યા કહે છે પણ તે પરણી નથી કેમકે તે કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હતી તેથી કપટથી એક દાસી સાથે પરણાવ્યો હતો તો પણ ત્યાર પછી સદેવંતને ને તેને મેળાપ થયો નહી તેથી તેને રૂપાશા અહીં લાવ્યા હતા પણ હાલમાં તે સદેવંત

પાસે આવી છે ને આપણા મેહેલમાં તેમને મેં બેસારયા છે માટે મને પણ તેમની સાથે પરણાવો હું પણ મનની સાથે સદેવંતને વરી ચુકી છું પછી રાજાએ તે વાત કબુલ કરી પણ સાવળીંગા પરણી નથી તે વાતની ખાતરી કરવાને રૂપાશા શેઠને બોલાવીને પુછ્યું ત્યારે તો કહે જે હું પરણ્યો છું સાવળીંગા કહે દાશીને ના પરણ્યો હોય તો દેવજી ગોરને બોલાવો ને પુછો તે બધુ કહેશે પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ કરવું કે શેઠે વિચારયું કે જેનું દીલ મારા ઉપર બીલકુલ નથી તેમ છતાં ઘેર આવવાની નથી ને જબર જસ્તીથી તેડી જઇશ તો આખર મોતની નીશાની છે જોને એક વારતો કેફ ખવરાવીને ગઇ તે બીજે દહાડે માલુમ પડી માટે જવાદે વળી બીજી પરણીશું એમ ધારી શેઠ કહે એની ખુશીમાં આવે તેમ કરે તેમાં મારી કાંઇ અડચણ નથી એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજ છે પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરીને તથા સાવળીંગા બંનેને મોટો ઓછવ કરીને પરણાવી પછી રાજએ એક મહેલ તેમને રહેવા સારૂ જુદો આપ્યો તે માંહે બંને સ્ત્રીઓની સાથે સદેવંત ખુબ રંગભોગ કરતાં કેટલાએક દીવસ થયા પછી સાવળીંગા કહે હે સ્વામી હવે આપણે આપણ શેહેરમાં જઇએ તો ઠીક એવું સાંભળી સદેવંતે રાજા વીરમદેની પાસે રજા માગી કે હવે અમને અમારે દેશ વીદાય કરો પછી રાજાએ તેમને ઘોડા હાથી ગાડીઓ વીગેરે આપ્યાં ને લોકો દાન લેવાને સદેવંતની પાસે આવ્યા છે તે તરેહ તરેહના સવઇયા તથા છપા અને નકતા બોલીને સદેવંતને ખુશી કરે છે તે નીચે મુજબ.

## કુંડળીઆ.

કહે દીન દરવેશ, હુકમ બીન પાંદ ન અલંદા
કરણહાર કીરતાર, તુહી ક્યા કરેહી બંદા.
બંદા બાજી જુઠ હે, મત સચ્ચી કર માન;

કહાં અકબરખાંન, ભલુકી રહે ભલાઇ;
રૂતે સંગત દે, કદી ઉઠ ચલના ભાઇ;
બંદા બહોત ન ફુલીએ ખુદા ખમેગા નહી;
જોર જુલમ ન કીજીએ, મરત લોકકે માંહી.
મરત લોકકે માંહી, તુજરબા તુરત બતાવે;
જે નર કરે ગુમાન, તેહી નર ખતા ખાવે;
કહે દીન દરવેશ, સમજ લે ગાફલ ગંદા;
ખુદા ખમેગા નહી, બહોત મત ફુલીએ બંદા.
કલજુગ અંધે રાજ્યમેં, આયો અંધારો ઘોર;
ચોર કરે કોટવાલકુ, ઉલટા દંડે ઘોર.
ઉલટો દંડે ચોર, જોર કોટવાલ ન ચાલે;
શાખા જીર વજીર, લાંચ લઇ અન્યા બોલે,
કહે દીન દરવેશ, ધરમકો રહે ન પઇયો,
ગરીબ મારયો જાય. રાજ્ય કલજુગકો આયો.
પવઇએકે શેહેરમેં, પાતરે કરી દુકાન,
તેલ જલાયા ગાંઠકા, કણુ ન પામી માન,
કણુ ન પામી માન, પાતર દીલમેં ખુબ રોઇ,
એ ભડવેકે શેહેરમાં, નીરત અપની ખોઈ.
કહે દીન દરવેશ, ભેખ ભવઇયાકા;
તું ના સમજી નાર, શહેર હે પવઇયાકા.

**દોહરો**—પુરૂષ સુખ કારણુ સાયર તજે, અગર બંબકો હેત;
લટકત પણુ પહોંચત નહી, પલક પલક જીવ લેત.

**સો**—રહો રહો મોતી છીપકે તું કયું ડરતા હીર;
જીસકે દરપત જો રખે જીસકે સાતસો મનકા તીર.

હાથીને કહે છે.

દધીશ્વર તેરે ગીર બસે, રહ્યુ ક્હાફન શુર;
તીન લોક થાન કરે, તું ક્યું ડારત ધુર.

જવાબ—દધીશ્વર તો સરપણુ ભયા, કંત બાજ કીયો મુંડ;
ગજ ચાલ લે ગઇ પદમણી શીરપર ડારત ધુર.
દુર પટકું મેરી આંખકુ, કરમ કથ હો જાય;
કયા કરૂં વેરી નેણકું, મન પહેલા મીલ જાય.
નેણુ તું દીસે પાપીઆ, થાય રૂદનકા વાસ;
જેતી દેખત સબ્બીયાં, તે શું ઓધત આજ.
નેણુ પદારથ નેણુ રસ, નેણે નેણુ મીલંત;
અજાણ્યાકી પ્રીતડી, પહેલાં નેણુ કરંત.
નેણુ મારે તો નેણુ કરો, નીતો તારાં નેણુ નીવાર;
મેં ભરખ તું પારધી, મને બોત બાણુ મત માર.

કવીત—કાજલકી કાલી રેખ, દાંતુમે બીસજે મેખ;
કરમકા એસા લેખ દેવરકુ ધાઇએ.
ચલતી ગજકી ચાલ, મૃગાનેની ઝાલમાલ:
કેસર ગુલાલ ફુલ, પુજનકુ આઇ હે.
ચંદ્રજગ પહેરે ચીર, નીલજાતો દીસે નીર;
એસી તો સ્વરૂપ રૂપ રંભા હેલી આઇ હે.
કેત હેં કનકસેન કોકીલાસે બોલે બોલ;
હમસેં નહી બોલે તોબી રામકી દુવાઇ હે.
કુપાત્રકી પ્રિત કેસી, ખાત બીન ખેત જેસી;
મહોબત માન કેશી વાકું ચીન્હ જાણીએ.
મુછ બીન મરદ કેસેં, શુદ્ધ બીન નાર જેસેં,
ફાજ બીન તોપ કેસે, હોદા બીન હુશન જેસે.
દોલત બીન દાન દે, વાકુ દેવ કરી માનીએ;

કેત હે ફકીરદીન મનુષકો તોલ એક બોલમાં પીછાણીએ.

છંદ્રવિજય-સવઇયા—કેશ દીયે શીર શોખકે કારણુ નેણુ દીયે જુગ દેખનકુ;

દાન દીયે કુછ બાત સુનાવત, નાક દીયા કુછ બાસનકુ.
હાથ દીયે કુછ દાન કે કારણુ, પાઉ દીયે પ્રંથ ચાલનકું.
કવી ગંગ કહે સુણુ શાહ અકબ્બર પેટ દીયા પત ખોવનકુ. ૧
ભુખ કુલીન કરે અકુલી નર ભુખ ધરો ઘર ભીખ મંગાવે;
નીચકી ચાકરી ભુખ કરાવે નીરમલ વંશકુ મેલ લગાવે.
ભુખ ભમાવે વિદેશ વિપદમાં દિન દુખ સમ તુલ્ય કહાવે;
કવીગંગ કહે ભુખસમ નહી દુખ પાપણી ભુખ અભક્ષ કરાવે. ૨
જોગીયા સીધી કલંદર તાપસ એહી ડાંગ રેખ મારે કછોટી;
પિર મુદર મુસાફર જંગમ શેખવહિ મગ માટતી ગાટી.
જોગી જાપ જપે નિરંતર થાકી ફિરત હે જગમે મોટી.
સોકો હે ઉસ દાસ નિરંતર રોટી બીના સબ બાત હે ખોટી. ૩

હવે જે જાચક તથા ભાટ વગેરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોએ ઉપર લખેલા દોહરાને છપ્પા વગેરે ગાઇ સંભળાવી સદેવંતને ખુશી કર્યા તેથી સદેવંતે તેમને ખુબ રૂપીયા વગેરે દાન આપ્યું પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતો કર્યો તેમાં બે સ્ત્રીઓ કનકાવતી ને સાવળીંગા તથા સદેવંત એ ત્રણે એક રથમાં બેઠાં અને બીજા સ્વારો હાથી તથા ઘોડા તથા ગાડીઓમાં બેસીને ત્રીજે દીવસે સદેવંત પોતાના બાપના ગામની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કહાવી પછી થોડો ગુસ્સે થઇ વીચાર કર્યો કે મારે એકજ કુંવર છે માટે તેની મરજી પ્રમાણે ચાલવું એમ ધારી પોતે સદેવંતના સામા ગયા ને પોતાને મેહેલે તેડી લાવીને સદેવંતની માતાએ બે સ્ત્રીઓને તથા સદેવંતને હરખ ભેર

ચોખા લીધા.

ચોપાઇ:—ધાધી વાગ્યાં ઢોલ, શહેર પોતાને આવિયાં;
આવ્યાં મેહેલના માંય, મોતીડે વધાવીયા.
આવ્યા ગરબાનાં કોય, દુખ સરવેનાં કાપીયાં.
સરવે રાણી શીરે મોડ, સાવળીંગા પાટોધર થાપીયાં.
થડ થડ થડકે કોય, કવિશ્વર એમ કહી ગયા;
શાખાંધી શાલીવાન નામ તે અમર રહી ગયાં.

દોહરો—આઠ જન્મની વાત આ, વાંચો સ્નેહ સહીત;
પણ સુનિતિને વશ રહે, તે પુરો પંડિત.

## ઇતિશ્રી સદેવંત સાવળીંગાની વારતા.

## સમાપ્ત.